# નારદનાં ભક્તિસૂત્રો



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

[illegible]

ત્રણ આના

૨૫૯૯૨

# સંપૂર્ણ મહાભારત

આ મહાગ્રંથને વાંચવા-સમજવાની સાચી દૃષ્ટિ આપતા
૩૦૦ પાન જેટલા વિદ્વાનોના લેખો સાથેની નવી આવૃત્તિ

૭ દળદાર ગ્રંથોમાં : મૂલ્ય રૂ. ૪૫ )

**કદ ૭॥"×૧૦" : પાન ૫૨૦૮ : ચિત્રો ૨૭**

આર્યોના ઇતિહાસ, પુરાણ, ધર્મશાસ્ત્રો અને તત્ત્વજ્ઞાનના


**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**

ભદ્ર પાસે, પોસ્ટ બોક્સ નં. ૫૦, **અમદાવાદ** અને
કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ, ત્રીજે માળે, **મુંબઈ–૨**

"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# નારદનાં ભક્તિસૂત્રો

[ મૂળ સૂત્રો પદચ્છેદ, અર્થ અને નોંધ સહિત ]



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨

ત્રણ આના

# વાચકને

**નારદ મુનિનાં ભક્તિસૂત્રોથી** મોટો ભાગ અજાણ્ છે. જેણે જેણે એ સૂત્રો વાંચ્યાં, તે સર્વ તે સૂત્રોની સરળતા અને મધુરતાથી મુગ્ધ થયાં છે. સૂત્રની ભાષા ટૂંકાબોલી અને ગૂઢાર્થવાળી હોય છે; તેવું આ સૂત્રોમાં પણ જેવામાં આવે છે, તોપણ તેનું લાલિત્ય નાના ઉપનિષદનું ભાન કરાવે છે.

એને ગુજરાતીમાં જેમ બને તેમ સરળ રીતે ઉતારવાનો મારો પ્રયત્ન છે. એ સૂત્રોને વધારે સ્પષ્ટ સમજવા ટૂંકી નોંધ લખવાની મતિ સૂઝી. દરેક સૂત્ર પર ટૂંકી નોંધ લખાય તો વિસ્તાર થઈ જાય, એ ભયથી એક વિષય નીચે સૂત્રોને લાવવાનો વિચાર થયો; તેમાંથી જ વિષયના વિભાગો અને ચાર અધ્યાય રચવાની યોજના હાથમાં આવી. મૂળમાં તેવું કંઈ નથી. અધ્યાયો અને વિષયોમાં મૂળ ક્રમે ચાલ્યાં આવતાં ૮૪ સૂત્રોને જેમનાં તેમ ગોઠવ્યાં છે. અભ્યાસી વાચકને સૂત્રો વાંચવામાં અને વિચારવામાં આ યોજના ઉપયોગી થશે.

નારદની પ્રેમસાધનાભક્તિ સૌ કોઈ જાણે છે. ભગવાનની ભક્તિ કરવા પ્રેમ જ સાચું સાધન છે, એવો નારદનો અનુભવ આ સૂત્રોમાંથી પણ તરી આવે છે.

ભક્તિમાર્ગમાં મુસાફરી કરતા સાધક, વિચારક અને ભક્તજનને આ સૂત્રો ઘણાં જ ઉપયોગી છે. તેમાં કેટલીય સૂચનાઓ અને ભાવનાઓ આવેલી છે, જે સાધકને વારંવાર

ઉપયોગી થાય તેવી છે. ભક્તિમાર્ગમાં ભૂલેલા–ભટકતા સાધકને આ સૂત્રો તો દીવાદાંડી જ બનશે.

વૈદિક અને સંસ્કૃત પ્રાચીન સાહિત્ય સાદી સીધી ગુજરાતી ભાષામાં ઊતરે, તો ગુજરાતી જનતાને પોતાના પ્રાચીન સંસ્કાર–ધનની ઓળખાણ થાય તેમ છે.

મારો આ પ્રયત્ન સર્વને ઉપયોગી થશે, તેવી આશા સેવું છું.

ફાગણ વદિ ૧૦,
સંવત ૨૦૦૨

**પંડિત વિષ્ણુદેવ સકળેશ્વર**

## અનુક્રમ

અંક વિષય સૂત્ર પૃષ્ઠ

### અધ્યાય ૧ લો—સમન્વય



### અધ્યાય ૨ જો—સાધન

## અધ્યાય ૩ જો—પ્રમેય



## અધ્યાય ૪ થો—ફળ

# અધ્યાય ૧ લો[×]–સમન્વય

## ૧ : ભક્તિની વ્યાખ્યા

**अथातो भक्तिं व्याख्यास्यामः ॥ १ ॥**

**पदच्छेद–अथ । अतः । भक्तिम् । व्याख्यास्यामः ॥**

હવે પછી ભક્તિની વ્યાખ્યા કરીશું.

**सा त्वस्मिन् परमप्रेमस्वरूपा ॥ २ ॥**

**पद०–सा । तु । अस्मिन् । परमं प्रेम एव स्वरूपं यस्याः सा ।**

ભક્તિ એટલે ભગવાનમાં પરમ પ્રેમ પ્રગટ થાય તે.

---

× નારદ મુનિ આ અધ્યાયમાં ભક્તિની વ્યાખ્યા કરી તેનાં વિવિધ લક્ષણો બતાવે છે. ભક્તિ સાક્ષાત્ પ્રેમનું સ્વરૂપ છે અને ભક્તના પ્રેમનું પાત્ર ભગવાન જ છે, એટલે તે દુન્યવી લાભો છોડી કેવળ ભક્તિનો જ અનુરાગી બને છે. એ રીતે ભક્તિનાં લક્ષણો અનેક હોવા છતાં ભક્તિનું ધ્યેય ભગવાન જ છે, એ સમન્વય-એકમત કરીને બતાવવામાં આવ્યું છે; માટે અધ્યાયનું નામ **સમન્વય** છે.

આ અધ્યાયમાં ૨૪ સૂત્રો છે અને તે સૂત્રોને આઠ વિષયોમાં ગોઠવવામાં આવ્યાં છે. દરેક વિષય પર ટૂંકી નોંધ આપવામાં આવી છે.

**अमृतस्वरूपा च ॥ ३ ॥**

પદ૦—**अमृतस्य स्वरूपम् इव स्वरूपं यस्याः सा। च।**

ભક્તિ તો અમૃતના જેવી અમર અને મધુર છે.

**નોંધઃ**—અધિકારી ભક્તજનને બોધ થાય તે કારણે નારદ મુનિ ભક્તિશાસ્ત્ર રચે છે. ભક્તિને સમજવા ચિત્તની શુદ્ધિ, બુદ્ધિની સ્થિરતા અને શાસ્ત્રનું જ્ઞાન જરૂરનાં છે. આ ભક્તિ-શાસ્ત્રના આચાર્ય નારદ મુનિ છે, અધિકારી ભક્તજન શિષ્ય છે, ભક્તિનું રહસ્ય સમજવું એ પ્રયોજન છે અને ભગવાનમાં અનુરાગ થવો એ ફળ છે.

સંસારના પદાર્થોમાં માનવને પ્રેમ અને અનુરાગ થાય છે, પણ તે કાયમનો ટકતો નથી. ભક્તને ભગવાનમાં જે પ્રેમ અને અનુરાગ પ્રગટે છે, તે કાયમનો હોય છે. ભક્તને ભગવાન પ્રત્યક્ષ હોય છે. ભક્તિથી ભક્ત ભગવાનને અનુભવે છે. ભક્તિ અમૃત સરખી મધુરી, કાયમનો વાસ કરનારી અને મધુર રસ જમાવનારી છે. ભક્તજનની ભક્તિમાં સ્વાર્થ હોતો નથી, માટે તે પરમ પ્રેમ અમૃતમય ગણાય છે.

## ૨ઃ ભક્તિથી અનેરો લાભ

**यल्लब्ध्वा पुमान् सिद्धो भवत्यमृतो भवति तृप्तो भवति ॥ ४ ॥**

પદ૦—**यत्। लब्ध्वा। पुमान्। सिद्धः। भवति। अमृतः। भवति। तृप्तः। भवति।**

ભગવાનમાં પરમ પ્રેમ થાય ત્યારે ભક્ત સિદ્ધ

અને અમર બને છે. તે પરમ સંતોષનો અનુભવ કરે છે.

यत्प्राप्य न किञ्चिद् वाञ्छति, न शोचति न द्वेष्टि न रमते नोत्साहीभवति ॥ ५ ॥

પદ૦—यत् । प्राप्य । किंचित् । न । वाञ्छति । न । शोचति । न । द्वेष्टि । न । रमते । न । उत्साहः यथा स्यात् तथा भवति ॥

ભગવાનમાં અનુરાગ પ્રગટે એટલે ઝંખના, શોક, દ્વેષ અને રાગ શમી જાય છે; તેને સંસારમાં સ્વાર્થ સાધવાનો ઉત્સાહ રહેતો નથી.

यज्ज्ञात्वा मत्तो भवति, स्तब्धो भवत्यात्मारामो भवति॥

પદ૦—यत् । ज्ञात्वा । मत्तः । भवति । स्तब्धः । भवति । आत्मारामः । भवति ।

પ્રેમનું સ્વરૂપ જાણીને ભક્ત મસ્ત બને છે, આશ્ચર્યમાં ગરકાવ થાય છે અને પોતાના આત્મામાં જ આનંદ કરે છે. ( ૬ )

**નોંધ :**—સંસારના પદાર્થોમાં જે રાગ અને દ્વેષ, ઉત્સાહ અને શોક, સંતોષ અને ઝંખના જાગે છે, તે માણસને ચંચળ બનાવે છે. સંસારમાં એક સરખી દશા રહી શકતી નથી, સંસારની વાસના શમતી નથી, સંતોષાતી નથી. ભક્તની દશા એકધારી રહ્યા કરે છે. ભગવાનના પરમ પ્રેમનો અનુભવ કરવો એ એક જ મસ્તી હોય છે. ભક્ત ભગવાનના પરમ

અનુરાગને જાણે છે, સમજે છે અને અનુભવે છે. ભક્ત પોતાની દશાને પ્રેમથી રંગી દે છે; તેને પછી સંસારના રંગો લાગતા નથી–તેને સંસારમાં કંઈ કરવાનું કે મેળવવાનું રહેતું નથી.

## ૩ : ભક્તિથી દુન્યવી લાભો નથી

सा न कामयमाना निरोधरूपत्वात् ॥ ७ ॥

પદ૦–**सा । निरोधः रूपं यस्याः सा निरोधरूपा तस्याः भावः तस्मात् । कामयते इति कामयमाना । न ।**

ભક્તિ નિરોધસ્વરૂપ ગણાય છે; માટે તેમાં સંસારની કામનાઓ રહેતી નથી.

निरोधस्तु लोकवेदव्यापारन्यासः ॥ ८ ॥

પદ૦–**निरोधः । तु । लोकः वेदः च, लोकवेदयोः व्यापारः । तस्य न्यासः ।**

નિરોધ એટલે લોક અને વેદને અનુસરીને કરવાના તમામ વ્યાપારો ભગવાનને જ સોંપી દેવા તે.

**નોંધ :**–જે ભક્તિમાં રાગ અને વાસના હોય, તે ભક્તિ સાચી નથી; તે તો ભગવાનની સાથે સોદો કરવાની વાત થઈ. ભક્તજન ભગવાન સાથે વહેપાર કરતો નથી. ભક્તજન જે કંઈ કરે છે, તે ભગવાન માટે જ કરે છે. વેદમાં કહેલા યજ્ઞયાગો અને લોકનું હિત થાય તેવાં વાવ–કૂવા ખોદાવવાં, દાન કરવાં વગેરે કાર્યો ભક્ત ભગવાનને નામે જ કરે છે. ભક્ત પોતાનું સર્વ કંઈ ભગવાનને જ સોંપી દે છે. એ નિરોધ ભાવે–સમર્પણ ભાવે જ સર્વ કાર્યો કરે છે. ભક્તનાં કાર્યોમાં

રાગ, વાસના કે કામના હોતી નથી. સમર્પણ ભાવથી ભક્તની વાસના અને કામનાઓ શમી જાય છે.

ભક્ત દુન્યવી લાભોને તુચ્છ ગણે છે. ભક્તિ કરતાં કરતાં જે આપોઆપ દુન્યવી લાભો મળે, તે પણ સ્વીકારતો નથી. દુન્યવી લાભો ભક્તિમાં મોટું અંતરાય છે. સાચા ભક્તો પણ દુન્યવી લાભોમાં ફસાઈ સંસારમાં પાછા પડે છે.

## ૪ : ભગવાનમાં અનન્ય ભાવ

तस्मिन्ननन्यता तद्विरोधिषूदासीनता च ॥ ९ ॥

પદ૦—**तस्मिन् । न अन्यः अनन्यः, तस्य भावः । तस्य विरोधिनः तेषु । उदासीनस्य भावः । च ।**

ભગવાનમાં એક અનેરો ભાવ જાગે અને તેમાં વિઘ્ન નાખે તેવાં કાર્યો કરવામાં અણગમો રહ્યા કરે.

अन्याश्रयाणां त्यागः अनन्यता ॥ १० ॥

પદ૦—**अन्येषाम् आश्रयाः तेषाम् । त्यागः । अनन्यता ।**

ભગવાનને છોડી બીજા વિષયોમાં અનુરાગ થવો, તે **અન્યાશ્રય** છે; એવા અન્યાશ્રયનો ત્યાગ કરવો તેનું નામ **અનન્યતા** છે.

लोके वेदेषु तदनुकूलाचरणं, तद्विरोधिषूदासीनता ॥११॥

પદ૦—**लोके । वेदेषु । तस्य अनुकूलं च आचरणं च । तस्य विरोधिषु । उदासीनता ।**

ભગવાનના પ્રેમમાં અનુકૂળ રહી લોકનાં અને વેદ-

નાં કર્મો કરવાં અને પ્રતિકૂળ કર્મોમાં અણગમો રાખવો.

**નોંધ :**-ભક્તજન ભગવાનને અનુકૂળ રહી સર્વ કર્મો કરે છે. તેને વિષયોમાં રાગ-દ્વેષ હોતો નથી. 'કર્મો કરવાં જ જોઈએ, તેનો ત્યાગ કરવો ઇષ્ટ નથી' એમ સમજીને જ તે કર્મો કરે છે. તે વિષયોનો દાસ બનતો નથી. તે અન્યાશ્રય રાખતો નથી. તેનો એક આશ્રય-અવલંબન ભગવાન જ છે. ભક્ત એક પણ કાર્ય એવું કરતો નથી, કે જેથી ભગવાનનો આશ્રય છૂટી જાય અને વિષયનું અવલંબન આવે. તેને વિષયો માટે અણગમો રહ્યા કરે છે. વિષયોના સેવનથી રાગ-દ્વેષ વધે છે અને ભગવાનના પ્રેમમાં ઘટાડો થાય છે. રાગ અને દ્વેષથી ભગવાનનો અનુરાગ ઓછો થાય છે. એ વિરોધ આવે માટે ભક્તને વિષયોના રાગમાં અણગમો રહ્યા કરે છે. ભક્ત વિષયોને ચાહતો નથી-ધિક્કારતો પણ નથી. ભગવાનને નામે જ તે સંસારનાં અને શાસ્ત્રનાં કાર્યો કરે છે. તેને જાતે કોઈ જાતની લેવાદેવા નથી. તેનો અનન્ય સંબંધ ભગવાન સાથે જ છે.

## ૫ : ભક્તે કર્મ રહિત ન થવું

**भवतु निश्चयदार्ढ्यादूर्ध्वं शास्त्ररक्षणम् ॥ १२ ॥**

પદ૦-**निश्चयस्य दार्ढ्यं-दृढस्य भावः तस्मात् । ऊर्ध्वम् । शास्त्रस्य रक्षणम् । भवतु ।**

'ભગવાન જ ભક્તનો એક આધાર છે' એવો નિશ્ચય દૃઢ થાય તે પછી પણ ભક્તે શાસ્ત્રની મર્યાદાઓ પાળવી.

अन्यथा पातित्यशङ्कया ॥ १३ ॥

पद०—अन्यथा। पतितस्य भावः पातित्यं तस्य शङ्का तया।

શાસ્ત્રની મર્યાદાઓ લોપવામાં ભક્તની પડતી થાય તેવો ભય રહ્યા કરે છે.

लोकोऽपि तावदेव किन्तु भोजनादिव्यापारस्तु आशरीरधारणावधि ॥ १४ ॥

पद०—तावद्। एव। लोकः। अपि। किन्तु। भोजनम् आदि व्यापारः। तु। शरीरस्य धारणं यावत् आशरीर धारणम् अवधि यस्मिन् तत्।

ભક્તે લોકનાં કાર્યો પણ કરવાં, તેમ જ શરીરનો અંત ન આવે ત્યાં સુધી આહાર વિહાર વગેરે કુદરતી કર્મો પણ કર્યે જવાં.

**નોંધ:**—સંસારી જે કર્મો કરે છે, તે કર્મો ભક્તે પણ કરવાનાં છે. બાવા બની સંસારમાંથી ભાગી જવું અને કર્મ રહિત થવું એ સાચા ભક્તનું લક્ષણ નથી. એ રીતે કર્મો છોડી દેતાં ભક્ત પાછો પડી જાય છે. ભક્ત કર્મ રહિત થાય તો આળસ અને મોહમાં પડી, સર્વ ગુમાવી બેસે છે. સાચો ભક્ત શાસ્ત્ર અને લોકની મર્યાદાઓ પાળી બીજાને પોતાનો દાખલો આપે છે. ભક્તિની મસ્તી એવી અલૌકિક છે; તેમાં ભક્ત મસ્ત બની સર્વ કંઈ ભૂલી જાય છે. આવા ભક્તોને શાસ્ત્ર, લોક કે કુદરત બાંધી રાખતાં નથી. ભક્તને મન તે સર્વ સરખું છે; પરંતુ આવા ભક્તો સાવધ રહી શાસ્ત્ર અને

લોકની મર્યાદાઓ પાળે છે અને પોતાના શરીરને ટકાવવા ખાનપાનમાં નિયમિત રહે છે. ભક્તને આ મર્યાદાઓ ભક્તિમાં અટકાવતી નથી. પરંતુ ભક્તિમાં વધારો કરી આપે છે.

## ૬ : ભક્તિનાં વિવિધ લક્ષણો

तल्लक्षणानि वाच्यन्ते नानामतभेदात् ॥ १५ ॥

પદ૦–**तस्याः लक्षणानि । नाना मतानि तेषां भेदः तस्मात् । वाच्यन्ते ।**

ભક્તિનાં લક્ષણો અનેક પ્રકારના મતોને અનુસરી હવે બતાવવામાં આવે છે.

पूजादिष्वनुराग इति पाराशर्यः ॥ १६ ॥

પદ૦–**पूजा आदि येषु । अनुरागः । इति । पाराशर्यः व्यासः ।**

'ભગવાનની સેવા–પૂજામાં પ્રેમ પ્રગટે તેનું નામ ભક્તિ' એવો **ભગવાન વ્યાસ**નો મત છે.

कथादिष्विति गर्गः ॥ १७ ॥

પદ૦–**कथा आदि येषु । अनुरागः । इति । गर्गः ।**

'ભગવાનની કથાવાર્તા, ભજન–કીર્તન વગેરેમાં પ્રેમ પ્રગટે તેનું નામ ભક્તિ' એવો **ગર્ગાચાર્ય**નો મત છે.

आत्मरत्यविरोधेनेति शाण्डिल्यः ॥ १८ ॥

પદ૦–**आत्मनः रतिः तस्याः अविरोधः तेन । पूजादिषु कथादिषु च अनुरागः । इति । शाण्डिल्यः ।**

'પોતાના હૃદયમાં ભગવાનનો પ્રેમ પ્રગટ થાય,

ત્યાં સુધી ભગવાનની કથાવાર્તા, ભજન–કીર્તન વગેરેમાં અનુરાગ રહે, પણ હૃદયમાં અનુરાગ થયા પછી તો આત્માની જ મસ્તીમાં ભક્ત મસ્ત બને' એવો **શાંડિલ્ય મુનિનો** મત છે.

**નોંધઃ**–ભગવાન વ્યાસ, ગર્ગાચાર્ય અને શાંડિલ્ય મુનિના મતો 'ભાગવત'માં વિસ્તાર સાથે છે; તે અહીં ટૂંકમાં આપ્યા છે. ભક્તજનને ભક્તિ કરતાં જે જુદા જુદા અનુભવો થયા, તે તેમણે લોકોને બોધ આપવા ગાયા છે. આ અનુભવો એક-સરખા ન હોય, તેમાં મતભેદ રહે છે; પણ **સર્વનું ધ્યેય તો ભગવાન જ** છે. 'ભાગવત'માં કહેલ ભક્તિના નવ પ્રકારો જાણવા જેવા છે.

श्रवणं, कीर्तनं विष्णोः, स्मरणं, पाद–सेवनम् ।
अर्चनं, वन्दनं, दास्यं, सख्यम् आत्म–निवेदनम् ॥

કથાઓ સાંભળવી, કીર્તન કરવાં, ધ્યાન ધરવું, પગ પૂજવા, સેવાપૂજા કરવી, નમન કરવાં, દાસ બનવું, મિત્ર થવું અને આત્માનું સમર્પણ કરવું–એ નવ પ્રકારની ભગવાન વિષ્ણુની ભક્તિ છે.

## ૭ : નારદમતે આત્મનિવેદન–ભક્તિ

**नारदस्तु तदर्पिताखिलाचारता तद्विस्मरणे परमव्याकुलतेति ॥ १९ ॥**

પદ૦–**अखिलाः च आचाराः, तस्मै अर्पिताः अखिलाचाराः तेषां भावः । तस्य विस्मरणं तस्मिन् । परमा च व्याकुलता च । तु । नारदः ।**

'ભગવાનને પોતાનાં સર્વ કર્મો સોંપી દે અને ભગવાનનું જ રટણ રહ્યા કરે; ભગવાન એક ઘડી પણ ભુલાઈ જાય, તો તે વિરહનું ખૂબ જ દુઃખ રહ્યા કરે, એ આત્મનિવેદનનું નામ ભક્તિ છે' એવો **નારદ**નો મત છે.

**अस्त्येवमेवम् ॥ २० ॥**

પદ૦–**एवम् । एवम् । अस्ति ।**

આત્મનિવેદન–ભક્તિના દાખલાઓ લોકમાં જોવામાં આવે છે.

**यथा व्रजगोपिकानाम् ॥ २१ ॥**

પદ૦–**यथा । व्रजस्य गोपिकाः तासाम् ।**

વ્રજની ગોપીઓએ પોતાનાં સર્વ કર્મો ભગવાનને સોંપી દીધાં હતાં; અને સંસારમાં રહીને પણ ગોપીઓ ભગવાનને ભૂલતી નહોતી.

**નોંધ:**–નારદે આત્મનિવેદનને મુખ્ય ભક્તિ માની છે. ભક્તજન પોતાનાં સૌ કર્મો ભગવાનને સોંપી દે છે. તે સંસારમાં રહે છે, કર્મો પણ કરે છે; પરંતુ તેનું હૃદય ભગવાનને ભજે છે. તે પોતાને માટે કંઈ જ કરતો નથી. તેના હૃદયમાં તો રામધૂન જ જાગી હોય છે. તે ભગવાનને ભૂલી કંઈ કરી શકતો નથી. તેને માટે 'ભગવાન ભૂલી જવા' એ આત્મઘાત જેવું છે. 'પોતે ભગવાનને ભૂલી ગયો, સ્વાર્થી બન્યો અને આત્મનિવેદનની પ્રતિજ્ઞા લોપી' એ વિચાર જ

તેને માટે અસહ્ય છે.

નારદની આ ભક્તિ વ્રજની ગોપીઓમાં જોવામાં આવે છે. તે ગોપીઓ પોતાનાં બધાં જ કર્મો કરતી–પોતાની ફરજો પૂરી રીતે બજાવતી; પરંતુ ભગવાનનો નાદ જાગતાં પોતે સર્વ કંઈ ભૂલી જતી. તેમની ભક્તિમાં સંસારનાં કર્મો આડે આવી શકતાં નહોતાં. આ પ્રકારની ભક્તિ નારદમતે સર્વોત્તમ છે.

## ૮ : આત્મનિવેદન : સ્વાર્થ વિનાની ભક્તિ

तत्रापि न माहात्म्य–ज्ञान–विस्मृत्यपवादः ॥ २२ ॥

પદ૦–**तत्र । अपि । महान् च आत्मा च महात्मा तस्य भावः माहात्म्यं तस्य ज्ञानं, तस्य विस्मृतिः । तस्याः अपवादः । न ।**

આત્મનિવેદન ભક્તિમાં 'સર્વ પદાર્થો કરતાં ભગવાન જ મહાન આત્મા–મોટા છે' એ સમજણને ભક્તજન વિસારી શકતો નથી.

तद्विहीनं जाराणामिव ॥ २३ ॥

પદ૦–**तेन माहात्म्यज्ञानेन विहीनम् । जाराणाम् । इव ।**

જેમ કોઈક સ્ત્રી પોતાનો સ્વાર્થ સાધવા અન્ય પુરુષ–(જાર)ને ભજે છે, છતાં સ્ત્રી જાર માટે બહુમાન ધરાવતી નથી, તેવી રીતે ભક્તજન ભગવાનની મોટાઈ ભૂલી જાય અને ભક્તિ કરે, તો તે ભક્તિ સ્વાર્થ માટેની ગણાય.

नास्त्येव तस्मिं स्तत्सुखसुखित्वम् ॥ २४ ॥

પદ૦-**तस्मिन् । तस्य सुखं, तस्मिन् सुखिनः भावः तत्सुखसुखित्वम् । न । अस्ति । एव ।**

પરપુરુષ-(જાર)ને ભજનાર સ્ત્રી જારનાં સુખ-દુઃખને જોતી નથી. તેને તો સ્વાર્થ સાથે મતલબ છે. ભક્તજનને સ્વાર્થ નથી. ભગવાનને અનુકૂળ રહી ભગવાનનાં સુખ-દુઃખને પોતાનાં ગણી ભક્ત પોતાનાં સુખ-દુઃખને ભૂલી જાય છે.

**નોંધ :**-આત્મનિવેદન-ભક્તિમાં ભક્તજન ભગવાનની મોટાઈને જ અનુભવે છે. તેને મન સર્વ પદાર્થથી મોટા-મહાત્મા ભગવાન જ છે. સંસારમાં ખેંચી જાય તેવો કોઈ પદાર્થ તેને દેખાતો જ નથી. તેને સ્વાર્થ સાધવાનો રહેતો જ નથી.

સ્વાર્થી જન ભક્તિ કરી સંસારના પદાર્થો ચાહે છે. સર્વ આકર્ષણ અને સર્વ કામનાઓનું મૂળ તેમ જ અવનવા રસના ભંડાર ભગવાનને તે સમજી શકતો નથી. સ્વાર્થમાં રમનારને પરમ આનંદનો અનુભવ નથી થતો; તેને સ્વાર્થની જ પડી હોય છે, તેની આંખો સ્વાર્થના પડદાથી ઢંકાયેલી હોય છે.

પરપુરુષને ચાહનારી સ્ત્રી પરપુરુષના ગુણોથી ખેંચાઈ હોતી નથી, પણ પોતાનો સ્વાર્થ સાધવામાં મશગૂલ રહે છે; તેવી રીતે સ્વાર્થ માટે ભક્તિ થાય છે, તેમાં ભગવાનના મહિમાનું ખેંચાણ હોતું નથી-તેને ભગવાનની પડી નથી, પોતાની જ પડી હોય છે. પોતાનું કામ સધાય એટલે સ્ત્રી જેમ પરપુરુષને ભૂલી જાય, તેમ પોતાની મતલબ સધાતાં સ્વાર્થી ભક્ત ભગવાનને ય ભૂલી જાય છે.

# અધ્યાય ૨ જો*–સાધન

## ૧ : ભક્તિ સર્વથી મોટી

**सा तु कर्म–ज्ञान–योगेभ्योऽप्यधिकतरा ॥ २५ ॥**

પદ૦–**सा । तु । कर्म च ज्ञानं च योगः च तेभ्यः । अपि । अधिक–तरा ।**

ભક્તિ, કર્મ, જ્ઞાન અને યોગથી ચડી જાય તેમ છે.

**फलरूपत्वात् ॥ २६ ॥**

પદ૦–**फलम् एव रूपं यस्याः सा फलरूपा भक्तिः तस्याः भावः तस्मात् ।**

* આ અધ્યાયમાં ૨૬ સૂત્રો છે અને તે સૂત્રોને આઠ વિષયોમાં વહેંચી દેવામાં આવ્યાં છે. આ અધ્યાયમાં ભક્તિને ઉપયોગી સામગ્રી પીરસવામાં આવી છે. ભક્તિ મેળવવાને જે જે સાધનોની જરૂર પડે, તે સાધનો અહીં બતાવવામાં આવ્યાં છે; તેમાં ભગવાનની દયા, સંતની કૃપા, વિષયોનો ત્યાગ, ભગવાનનાં ભજન–કીર્તન વગેરે સાધનો ગણાવવામાં આવ્યાં છે. ખરી રીતે તો અગ્નિને પ્રગટાવવા અગ્નિ જ જોઈએ–બીજાં બધાં સાધનો નકામાં પડે છે, એ રીતે ભક્તિને પ્રગટ કરવા પણ ભક્તિ જ કામ આવે, એવો નારદ મુનિનો મત આ અધ્યાયમાં સ્પષ્ટ રીતે રજૂ થાય છે.

કારણ કે કર્મનું ફળ સંપત્તિ, જ્ઞાનનું ફળ મોક્ષ અને યોગનું ફળ સમાધિ છે; પરંતુ ભક્તિનું ફળ ભક્તિ જ છે–જુદું ફળ નથી.

**ईश्वरस्याप्यभिमानद्वेषित्वाद् दैन्यप्रियत्वाच्च ॥२७॥**

પદ૦–**ईश्वरस्य। अपि। अभिमानं प्रति द्वेषः अस्ति अस्य इति अभिमानद्वेषी, तस्य भावः तस्मात्। दैन्यं प्रति प्रियः दैन्यप्रियः तस्य भावः तस्मात्। च।**

કર્મ, જ્ઞાન અને યોગમાં વિઘ્ન આવતાં સાધક અસહાય બને છે. ભક્તિ કરનારને તો ભગવાન સહાય છે. ભગવાનને અભિમાન ગમતું નથી અને દીનતા રુચે છે, એટલે તે ભક્તનું અભિમાન લઈ લે છે અને તેની નમ્રતામાં વધારો કરે છે.

**નોંધ:**–કર્મ, જ્ઞાન, યોગ અને ભક્તિ–એ ચાર પંથો છે. એમાં અધિકાર અને રુચિનો ભેદ છે. એક માર્ગ પકડ્યો એટલે બીજો ન પકડાય એવું પણ નથી. પોતાને કયો માર્ગ માફક આવે છે, તેનો નિર્ણય પોતે જ કરી લેવો જોઈએ. સાચી સમજણ, અનુભવ અને સંતની સલાહ નિર્ણય કરવામાં ઉપયોગી બને છે. નારદ મુનિ ભક્તિમાર્ગને ગ્રહણ કરવાની સલાહ આપે છે. તેમનો અનુભવ સાક્ષી પૂરે છે, કે ભક્તનો આધાર ભગવાન છે; એટલે તેને બીજું મેળવવાનું રહેતું નથી. તેને તો સદા અભિમાન વિનાના થઈ નમ્ર ભાવે ભગવાનને ભજવાના છે. એ એકભાવ થવો તે સહેલું નથી; પણ જો

એકભાવ થઈ ગયો, તો ભક્તિથી સર્વ કંઈ આપોઆપ સધાય છે.

## ૨ : જ્ઞાન અને ભક્તિ

**तस्या ज्ञानमेव साधनमित्येके ॥ २८ ॥**

પદ૦-**तस्याः । साधनम् । ज्ञानम् । एव । इति । एके ।**

ભક્તિ મેળવવા માટે જ્ઞાનની ખાસ જરૂર છે. જ્ઞાન વિના ભક્તિ થઈ શકતી જ નથી, એવું કેટલાક આચાર્યોનું માનવું છે.

**अन्योन्याश्रयत्वमित्यन्ये ॥ २९ ॥**

પદ૦-**अन्यं अन्यं प्रति आश्रयः अन्योन्याश्रयः तस्य भावः । इति । अन्ये ।**

ભક્તિમાં જ્ઞાન ઉપયોગી છે અને જ્ઞાનમાં ભક્તિ ઉપયોગી છે-એકબીજા વિના બન્ને અધૂરાં છે. તે બન્ને એકમેકનાં પૂરક છે.

**નોંધ :**-ભક્ત થવાને અધિકાર પ્રાપ્ત કરવો જોઈએ. જ્ઞાની જનને ભક્ત થવાનો અધિકાર છે. અજ્ઞાની અને મૂર્ખના હૃદયમાં ભક્તિ વાસ કરી શકતી નથી. જ્ઞાન વિનાની ભક્તિ વેવલી ગણાય છે; કારણ કે સમજણફેર થતાં કે મતિ બદલાતાં ચંચળતા આવે છે. હૃદયની ચંચળતા દૂર કરવા અને મતિને સ્થિર કરવા જ્ઞાન ઉત્તમ ઉપાય છે.

ખરી રીતે તો જ્ઞાન અને ભક્તિ એક જ ભાવની બે બાજુઓ છે. જે હૃદયમાં ભક્તિભાવ હોય, તે હૃદય જ્ઞાનથી

શુદ્ધ થયેલું હોય છે; અને જેણે જ્ઞાનને આવકાર્યું છે, તેનું હૃદય ભક્તિથી રંગાયેલું જ હોય છે. ભક્તિભાવ જાગે તે હૃદય અને જ્ઞાન પ્રગટે તે બુદ્ધિ—એ રીતે એક જ અંતઃકરણ બુદ્ધિ અને હૃદય એ બે નામ ધરાવે છે.

## ૩ : ભક્તિથી જ ભક્તિભાવ જાગે

**स्वयं फलरूपताइति ब्रह्मकुमाराः ॥ ३० ॥**

પદ૦–**स्वयम् । फलम् एव रूपं यस्याः सा फलरूपा तस्याः भावः । इति । ब्रह्मकुमाराः ।**

ભક્તિથી જ ભક્તિ પ્રગટે છે; અને ભક્તિનું ફળ પણ ભક્તિ છે, એટલે ભક્તિ માટે બીજાં સાધનોની જરૂર નથી, એ બ્રહ્મકુમાર–નારદનો મત છે.

**राजगृहभोजनादिषु तथैव दृष्टत्वात् ॥ ३१ ॥**

પદ૦–**राजगृहं च भोजनं च आदि येषु । तथा । एव । दृष्टस्य भावः तस्मात् ।**

જેમ રાજમહેલમાં રહેવાથી જ રાજાને તેની ખૂબી સમજાય છે, જેમ ભોજન કરવાથી જ તેનો સ્વાદ જણાય છે, તેવી રીતે ભક્તિ જ્ઞાનથી સમજાતી નથી. તેનો અનુભવ જ તેના સાચા સ્વરૂપને ઓળખાવે છે.

**न तेन राजपरितोषः क्षुधाशान्ति र्वा ॥ ३२ ॥**

પદ૦–**तेन । राज्ञः परितोषः । क्षुधायाः शान्तिः । वा । न ।**

રાજમહેલનાં વખાણ સાંભળવાથી રાજાને સંતોષ

થતો નથી, તેમ જ ભોજનનાં વર્ણન વાંચવાથી ભૂખ શાંત થતી નથી; તેવી રીતે ભક્તિ કેવળ જ્ઞાનથી પ્રગટતી નથી.

**तस्मात् सैव ग्राह्या मुमुक्षुभिः ॥ ३३ ॥**

પદ૰—**तस्मात् । मुमुक्षुभिः । सा । एव । ग्राह्या ।**

સાધન તરીકે પણ જ્ઞાન વગેરે અધૂરાં છે; એટલે સર્વ બંધનોથી છૂટવા અને ભગવાનને મેળવવા એ મોક્ષમાર્ગની ઇચ્છા રાખનાર ભક્તે તો ભક્તિને જ સાધન બનાવવું.

**નોંધ :**—'ભક્તિથી જ ભક્તિ પ્રગટ થાય છે' એ બ્રહ્માના પુત્ર નારદ મુનિનો મત છે. ભક્તિમાં જ્ઞાન ઉપયોગી છે, જ્ઞાન ભક્તિમાં વધારો પણ કરે છે; પરંતુ કેવળ જ્ઞાન લૂખું પડી જાય છે અને ભક્તિમાં અંતરાય પણ ઊભો કરે છે. આ પ્રકારનું જ્ઞાન કંઈ કરી શકતું નથી; તે માટે લોકમાં દાખલા જોવામાં આવે છે. રોગ દૂર કરવા માટે દવા પીવી જોઈએ, ભૂખને મટાડવા ભોજન કરવું જોઈએ અને આરામ માટે રાજાએ રાજમહેલમાં વસવું જોઇએ; તેવી રીતે હૃદયમાં ભક્તિ-ભાવ જગાડવા માટે ભક્તિ જ કરવી જોઈએ—ભક્તિથી જ ભક્તિનો રંગ જામે છે.

## ૪ : ભક્તિની વૃદ્ધિ કરનારાં સાધનો

**तस्याः साधनानि गायन्त्याचार्याः ॥ ३४ ॥**

પદ૰—**तस्याः । साधनानि । आचार्याः । गायन्ति ।**

ભક્તિ પ્રાપ્ત થાય તેવાં સાધનો આચાર્યોએ

બતાવ્યાં છે.

**तत्तु विषयत्यागात् संगत्यागाच्च ॥ ३५ ॥**

પદ૦—**विषयस्य त्यागः तस्मात् । संगस्य त्यागः तस्मात् । च । तत् । तु ।**

વિષયનો ત્યાગ કરવાથી અને વિષયની સાથેનો સંબંધ છોડી દેવાથી હૃદયમાં ભક્તિભાવ પ્રગટ થાય છે.

**अव्यावृत्तभजनात् ॥ ३६ ॥**

પદ૦—**आवरण रहितंअव्यावृत्तं च भजनं च तस्मात् ।**

ભગવાનનું નિરંતર ભજન કરવાથી ભક્તિભાવ પ્રગટે છે. દંભ, કુટિલતા, વેશ વગેરે ભજનમાં આવરણ લાવે છે.

**लोकेऽपि भगवद्गुणश्रवणकीर्तनात् ॥ ३७ ॥**

પદ૦—**लोके । अपि । भगवतः गुणानां श्रवणं च कीर्तनं च तस्मात् ।**

સંતનો સમાજ ભેગો થાય ત્યાં ભગવાનનાં ભજન–કીર્તન થયા કરે, તેથી પણ ભક્તિ પ્રગટે છે.

**નોંધ :**–મનુષ્યનું હૃદય વિષયની સોબતથી મલિન રહ્યા કરે છે; એટલે ત્યાં જ્ઞાન, ભક્તિ જેવા શુદ્ધ ભાવો ટકી શકતા નથી. આ મલિનતા દૂર કરવા વિષયની સોબત છોડવી જરૂરી છે. એને માટે અખંડ એકતાર ભજન ઉપયોગી બને છે. વિષયનો સંગ છૂટવો સહેલો નથી. અનેક જન્મોનો અભ્યાસ છે, એને સહસા તોડવામાં હાનિ પહોંચે છે. એ દૂર કરવા ભજન–કીર્તનનો અભ્યાસ પાડવો જોઈએ.

ભજન–કીર્તન દેખાદેખી થાય છે. વેશ, ચેટકચાળા વગેરે આડંબર પણ એમાં આવે છે. એ ભજનો ઊંધે માર્ગે દોરી જનારાં છે. ભક્તની મંડળી ભેગી થાય ત્યાં આવા આડંબરો નહિ હોવા જોઈએ. ત્યાં તો પરમાર્થ સધાય, ભગવાનમાં અનુરાગ વધે અને ભક્તિરસની લહાણી થાય એવાં કાર્યો થવાં જોઈએ.

## ૫ : સંતોનો સમાગમ

मुख्यतस्तु महत्कृपैव भगवत्कृपालेशाद्वा ॥३८॥

पद०–**मुख्यतः । तु । भगवंतः कृपायाः लेशः तस्माद् । वा । महतः कृपा । एव ।**

ભક્તિનું મુખ્ય સાધન તો સંતજનોની કૃપા છે, જે ભક્તને ભગવાનની થોડી શી દયાથી મળે છે.

महत्संगस्तु दुर्लभोऽगम्योऽमोघश्च ॥ ३९ ॥

पद०–**महतां संगः । तु । दुर्लभः । अगम्यः । अमोघः । च।**

સંતોનો સમાગમ થવો દુર્લભ છે–અચાનક થાય ત્યારે પણ સંતની ખબર પડતી નથી. સંતનો સમાગમ સફળ બને છે.

**નોંધ:**–ભગવાનની દયા થાય, તો જ સંતની ઓળખાણ થાય. સંત તો કોહીનૂર હીરો છે. એનાં દર્શન ભાગ્યે જ થાય, એની ઓળખાણ પણ ઝવેરીને જ હોય; સાધારણ જન એને ચળકતો કાચ સમજી નાખી પણ દે. સંતોનો અનાદર થાય છે, એ તો જાણીતી વાત છે. સંત પોતાનું ઓળખાણ કરાવે

પણ નહિ.

આવા સંતનું ઓળખાણ થયું, તો તો બેડો પાર! પછી કંઈ કરવાપણું રહે જ નહિ. એના સંગના રંગે જે ચડી ગયો, તે તો વિષયની લાલચથી છૂટી જ ગયો. સાચા સંતની ઓળખાણ ભગવાન કરાવે છે; અને સાચા સંત વિના ભગવાનનાં દર્શન પણ થતાં નથી. એ બન્નેમાં પહેલું શું એનો નિર્ણય થઈ ન શકે. પરમાર્થની એ એક ખૂબી છે.

## ૬ : સંતની કૃપા

लभ्यतेऽपि तत्कृपयैव ॥ ४० ॥

પદ૦–**भगवान् अपि । तस्य कृपया । एव । लभ्यते ।**

ભગવાનનાં દર્શન પણ, સંતજનની કૃપાથી જ થાય છે.

तस्मिन्तज्जने च भेदाभावात् ॥ ४१ ॥

પદ૦–**तस्मिन् । तस्य जने च । भेदस्य अभावः तस्मात् ।**

ભગવાનમાં અને ભક્તજનમાં કોઈ ભેદ નથી; એટલે ભક્તજનની મુલાકાત થતાં ભગવાનનો ભેટો થાય છે.

तदेव साध्यतां तदेव साध्यताम् ॥ ४२ ॥

પદ૦–**तद् । एव । साध्यताम् । तद् । एव । साध्यताम् ।**

સંતની કૃપા મેળવો અને ભગવાનની દયા મેળવો.

**નોંધ :**–સંતની કૃપા વિના ભગવાનની ઝાંખી થતી નથી. સંત જ ભગવાનને બતાવે છે. તેને તો સર્વ ઠેકાણે ભગવાન જ ભગવાન દેખાય છે. સંત જન સંસારી મટી ભગવદીય જન (ભગવાનનો જન) બને છે. સંતની તો એવી ભાવના હોય

છે, કે ભગવાનનાં દર્શન સૌ કોઈ કરે. સંતની એ ભાવના ભક્તજન જ પૂરી કરે છે. તેના હૃદયને ભક્તિનો રંગ લાગે છે અને હૃદય સાચા રંગે રંગાતાં સંતની કૃપાથી ત્યાં ભગવાન પ્રગટે છે.

સંતની કૃપા એ ભક્તનું સાચું સાધન છે. તેની કૃપા થતાં કર્મનાં બંધન છૂટી જાય છે, હૃદયના મળ દૂર થાય છે અને સંસારના પડદા ચિરાઈ જાય છે, ત્યાં ભગવાન પ્રગટે છે. સંતજનની કૃપા થાય અને ભગવાનનાં દર્શન થાય તે જ જીવનનો લહાવો છે.

## ૭ : વિષયસંગનો ત્યાગ

**दुःसंगः सर्वथैवत्याज्यः ॥ ४३ ॥**

પદ૦–**दुष्टः संगः दुःसंगः । सर्वथा । एव । त्याज्यः ।**

જેમાં દોષ રહેલ છે, એવા સંગનો તો સર્વ રીતે ત્યાગ જ કરવો.

**काम–क्रोध–मोह–स्मृतिभ्रंश–बुद्धिनाश–सर्वनाश–कारणत्वात् ॥ ४४ ॥**

પદ૦–**कामात् क्रोधः, क्रोधाद् मोहः, मोहात् स्मृतेः भ्रंशः, स्मृति–भ्रंशाद् बुद्धेः नाशः, बुद्धि–नाशात् सर्वस्य नाशः; तस्य कारणं तस्य भावः तस्मात् ।**

દુષ્ટ વિષયોના સંગથી કામ, કામથી ક્રોધ, ક્રોધથી મોહ, મોહથી સ્મરણશક્તિ ઘટે, સ્મરણશક્તિ ઘટતાં બુદ્ધિનો નાશ થાય અને બુદ્ધિ જતાં સર્વસ્વ ચાલ્યું

જાય. આ હાનિમાં વધારો કરનાર દુષ્ટનો સંગ જ છે.

**तरंगायिता अपीमे संगात् समुद्रायन्ते ॥ ४५ ॥**

પદ૦–**तरंग-स्वरुपाः=तरंगायिताः । इमे । अपि । संगात् । समुद्रस्य स्वरूपं धारयन्ति=समुद्रायन्ते ।**

વિષયો આરંભમાં નજીવા હોય છે, પણ ધીરે ધીરે વધી જતાં ઘણા મોટા બની જાય છે. પર્વતની ગુફામાં-થી જે ઝાંઝરી પ્રગટ થાય, તે નાની હોવા છતાં વધતાં વધતાં સમુદ્ર જેટલી થઈ જાય છે; તેવી વિષયની દશા છે.

**નોંધ :**–વિષયની સોબતે રહેવાનો અભ્યાસ અનેક જન્મથી થતો આવ્યો છે. ઇંદ્રિયોનું કામ જ છે વિષયની સોબત કરવાનું આંખ રૂપને જોશે, કાન શબ્દને સાંભળશે, નાક ગંધને સૂંઘશે, જીભ રસને ચાખશે અને ચામડી સ્પર્શને અનુભવશે. એ રીતે રાગી અને વિરાગીને વિષયનો સંબંધ તો સરખો જ છે; પણ બન્નેની ભાવનામાં ફેર પડે છે. રાગી વિષયમાં મમતા બાંધે છે; વિરાગી મમતા છોડે છે. વિષયમાં મમતા થવી તે દોષ છે–દુઃસંગ છે. એ રીતે દુઃસંગ થતાં સંસાર વધી જાય છે અને રાગી જન કામ–ક્રોધમાં ફસાય છે. વિરાગી જન વિષયને સેવતાં મમતા ત્યજે છે; તેને દુઃસંગ થતો નથી, વિષયનો ગાઢો લેપ તેના હૃદય પર જામતો નથી, તેનું હૃદય તો અસંગથી લેપાયું હોય છે.

સંસારનાં સર્વ અનર્થોનું મૂળ આ વિષયોનો સંગ છે. વિષયનો સંગ ધીરે ધીરે વધતો જાય છે. અગ્નિની ભૂખ વધે

અને ઘી હોમાય, એમ વિષયનો અગ્નિ કામ-ક્રોધથી વધવા લાગે છે. એ વધેલા અગ્નિને શમાવવો અશક્ય છે.

(જુઓ ગી. અ. ૨–શ્લો ૬૨,૬૩)

## ૮ : સત્સંગનો મહિમા

कस्तरति मायां ? कस्तरति मायां ? यः संगान् स्त्यजति,
यो महानुभावं सेवते, निर्ममो भवति ॥ ४६ ॥

પદ૦—कः। मायाम्। तरति। यः। संगान्। त्यजति। यः महान् अनु-भावः यस्य सः तम्। सेवते। निर्गता ममता यस्य सः निर्ममः। भवति।

આ સંસારની માયાને કોણ તરી જાય છે? કોણ આ સંસારની માયાને તરે એમ છે? જે સંતજન દોષકારક સંગનો ત્યાગ કરે છે, જે ભક્તજન ભાવભીના સંતને સેવે છે, જે વિષયની મમતાને છોડી દે છે, તે આ માયાને તરી જાય છે.

यो विविक्तस्थानं सेवते, यो लोकबन्धमुन्मूलयति,
निस्त्रैगुण्यो भवति, योगक्षेमं त्यजति ॥४७॥

પદ૦-यः। विविक्तं च स्थानं च। सेवते। यः। लोकस्य बन्धम्। उद्गतं मूलं करोति=उन्मूलयति। त्रयाणां गुणानां भावः त्रैगुण्यम्, निर्गतं त्रैगुण्यं यस्य सः=निस्त्रैगुण्यः। भवति। योगं च क्षेमं च। त्यजति।

જે એકાંત સ્થાન સેવે છે, જે લોકનાં બંધનોને જડમૂળથી ઉખાડી નાખે છે, જે ત્રણે ગુણોથી પર થાય

છે અને જે પોતાનાં આય–વ્યયની ચિંતામાં રહેતો નથી, તે આ સંસારની માયાને તરે છે.

**यः कर्मफलं त्यजति, कर्माणि संन्यस्यति,**
**ततो निर्द्वन्द्वो भवति ॥ ४८ ॥**

પદ૦–**यः । कर्मणां फलम् । त्यजति । कर्माणि । संन्यस्यति । ततः । निर्गतः द्वन्द्वात्=निर्द्वन्द्वः । भवति ।**

જે કર્મનાં ફળને છોડી દે છે, જે ભગવાનને પોતાનાં કર્મો સોંપી દે છે અને જે રાગ–દ્વેષ વગેરે જોડકાંથી પર થાય છે, તે આ સંસારની માયાને તરે છે.

**वेदानपि संन्यस्यति केवलमविच्छिन्नानुरागं लभते ॥४९॥**

પદ૦–**यः । वेदान् । अपि । संन्यस्यति । केवलम् । न विच्छिन्नः=अविच्छिन्नः च अनुरागः च तम् । लभते ।**

જે ભગવાનને યજ્ઞયાગ વગેરે વેદનાં કર્મો પણ સોંપી દે છે અને એમ સર્વ કર્મો સોંપી દઈને જે ભક્ત ભગવાન માટે અખંડ પ્રેમ મેળવે છે, તે જ આ સંસારની માયાને તરે છે.

**स तरति स तरति स लोकान्स्तारयति ॥ ५० ॥**

પદ૦–**सः । तरति । सः । लोकान् । तारयति ।**

આ સંસારની માયાને તે જ (ઉપર કહેલાં દૈવી સાધનોવાળો) તરે છે; એટલું જ નહિ, પણ બીજા જીવોને પણ તે તારે છે.

**નોંધ :**–વિષયોમાં મમતા બધાતાં સંસારની માયા શરૂ

થાય છે. મમતા વધતાં વધતાં મનુષ્ય તે તે વિષયો સાથે એક બની જાય છે. સંસારની માયાનો ગાઢ સંબંધ થાય છે. અનેક જન્મોનો અભ્યાસ પડી ગયો છે, તે સંસારની માયાને કેવી રીતે તરી જઈ શકાય?

એને તરનાર ભગીરથ ઉદ્યમો કરે છે. એને તરવાને ઊંચા સંસ્કારો જોઇએ. સંતની કૃપા થાય, તો માયાની લાલચ ઓછી થાય. સંતના જીવનથી ભક્તને મોટો બોધ મળે છે. સંતની લાલચ ચાલી ગઈ હોય છે, તેનો મોહ ગળી ગયો હોય છે, માયાના રંગથી તે પર બન્યો હોય છે. ભક્તજન સંતના જીવનનો દાખલો લઈ મમતા ત્યજે છે, એકાંત સેવે છે, જીવન–નિર્વાહની ચિંતા ઓછી કરે છે અને સર્વ કર્મો ભગવાનને સોંપી દઈ ભગવાનની પ્રેમમસ્તીમાં પોતે સૌ કંઈ ભૂલી જાય છે.

આ ભક્તજન પોતાના પુરુષાર્થથી, સંતની કૃપાથી અને ભગવાનમાં અનુરાગ થવાથી વિષયની આ વિશાળ માયાને તરી જાય છે. તે ભક્તજન સંસારમાં જ વાસ કરી સંસારની માયાથી દૂર રહે છે. તે આ સંસારને તરી ગયો હોય છે, તેને સંસાર સાથે સંબંધ નથી; પણ તેનું હૃદય ઉદાર અને પરોપકારી હોય છે. તે પોતે તર્યો છે, બીજાને તારવા ઇચ્છે છે. સૌ કોઈ સંસારનાં દુઃખોથી છૂટે એ તેની ભાવના હોય છે. તેની દયાથી કેટલા ય સંસારીઓ તરી જાય છે. તેનો દાખલો લઈ રાગી વિરાગી બને છે, દુર્જન સંત થાય છે, સંસારી ભક્તની કોટિને સેવે છે. તે પોતે તરે છે અને અન્ય સર્વને તારે છે.

# અધ્યાય ૩ જો+ – પ્રમેય

## ૧ : પ્રમેય–ભગવાનનું સ્વરૂપ

अनिर्वचनीयं प्रेमस्वरूपम् ॥ ५१ ॥

---

+ આ અધ્યાયમાં સોળ સૂત્રો છે અને તેને પાંચ વિષયોમાં વહેંચ્યાં છે. ભગવાન ભક્તનું પ્રિય પાત્ર છે. ગમે તે ઉપાયે–ગમે તે સાધન કરીને પણ ભક્તે ભગવાનને મેળવવા જોઈએ. ભગવાન મેળવ્યા પછી ભક્તને કંઈ મેળવવાનું રહેતું નથી. ભક્તનું માપ જ ભગવાન છે, એ આ અધ્યાયમાં આપ્યું છે; માટે આ અધ્યાયનું નામ **પ્રમેય** છે.

એ પ્રમેય ભગવાનનું સ્વરૂપ પ્રેમમય છે. એ સ્વરૂપ વાણીમાં ઉતારી શકાતું નથી. એ સ્વરૂપ હૃદયમાં પણ વસી શકતું નથી. કોઈક દિવ્ય ભક્તના હૃદયમાં જ તે વાસ કરે છે; બાકીના ભક્તજનો તો તેની આછી ઝાંખી જ મેળવી શકે છે. તેવા ભક્તજનો પણ પ્રેમનો આનંદ તો લૂંટી શકે છે. તેને પ્રેમની ઝાંખી થતાં જ લોકની પરવા રહેતી નથી. તે તો સર્વ પ્રયત્ને–એક ભાવે ભગવાનની ભક્તિમાં જ મસ્ત બને છે. સાધારણ ભક્તિના પ્રકારો બતાવી ભક્તને પાળવાના નિયમોનું વર્ણન પણ આ અધ્યાયમાં છે.

પદ૦-**प्रेम्णः स्वरूपम् । वचनीयं न वर्तते=अनिर्वचनीयम् ।**

પરમ પ્રેમસ્વરૂપ ભગવાનનો અનુભવ વાણીમાં ઉતારી શકાતો નથી.

**मूकास्वादनवत् ॥ ५२ ॥**

પદ૦-**मूकस्य आस्वादनम् इव ।**

મૂંગા મનુષ્યને સ્વાદની ઓળખાણ છે, પણ તે વાણીમાં ઉતારી શકતો નથી; તેમ ભક્તને ભગવાનના પ્રેમનો અનુભવ થાય છે, પણ તેની પાસે તેવી અલૌકિક વાણી નથી.

**प्रकाशते क्वापि पात्रे ॥ ५३ ॥**

પદ૦-**क्व । अपि । पात्रे । प्रकाशते ।**

આ પ્રેમસ્વરૂપ ભગવાન કોઈક વિરલ ભક્તના હૃદયમાં પ્રગટે છે.

**गुणरहितं, कामनारहितं, प्रतिक्षणवर्धमानमविच्छिन्नं सूक्ष्मतरमनुभवरूपम् ॥ ५४ ॥**

પદ૦-**गुणैः रहितम् । कामनया रहितम् । क्षणं क्षणं वर्धमानम् । विच्छिन्नं न । अति सूक्ष्मम् । अनुभवस्य रूपम् ।**

આ પ્રેમસ્વરૂપ ગુણ રહિત અને કામના રહિત છે. તે પ્રતિક્ષણ વધે છે; એકધારું, ખૂબ જ સૂક્ષ્મ અને અનુભવે સમજાય તેવું છે.

तत्प्राप्य तदेवावलोकयति, तदेव शृणोति, तदेव भाषयति, तदेव चिन्तयति ॥ ५५ ॥

પદ૦-**तत् । प्राप्य । तत् । एव । अवलोकयति । तत् । एव । शृणोति । तत् । एव । भाषयति । तत् । एव । चिन्तयति ।**

પ્રેમસ્વરૂપ ભગવાનને મેળવી, ભકતજન તેને જ જુએ છે, તેને જ સાંભળે છે, તેને વિશે જ વાતચીત કરે છે અને તેનું જ ધ્યાન ધરે છે. તેના સર્વ વ્યાપારો તન્મય બને છે.

**નોંધ :**-નારદ મુનિએ આરંભમાં ભક્તિની વ્યાખ્યામાં જણાવ્યું છે, કે 'ભગવાનમાં પરમ પ્રેમ પ્રગટ થાય તેનું નામ ભક્તિ.' તે વ્યાખ્યામાં રહેલ ભગવાનનું સ્વરૂપ પણ પ્રેમમય છે, તે હવે જણાવે છે. મતલબ એ છે, કે ભગવાનમાં અને ભક્તિમાં ફેર નથી. ભક્તના હૃદયમાં ભગવાન પ્રગટો કે ભગવાન માટે અનુરાગ પ્રગટો, તેમાં કંઈ ફેર તો રહ્યો નહિ. ભક્ત ભક્તિ કર્યે જ જાય અને છતાં ભગવાનનાં તેને દર્શન ન થાય, તે વાત માનવામાં ન આવે. કૂવો ખોદે તો પાણી આવે એટલી ચોખ્ખી વાત ભક્ત માટે છે. ફેર એટલો છે, કે ભક્ત પોતાનો અનુભવ વાણીમાં ઉતારી શકતો નથી. એ ભગવાનનું સ્વરૂપ અનુભવે જ સમજાય. ગોળ ચાખે તેને જ ગળ્યો લાગે!

ભગવાનનું સ્વરૂપ ત્રણ ગુણથી રહિત છે, પણ તે સ્વરૂપ કલ્પિત નથી; કારણ કે ભક્ત જેમ જેમ અનુભવે છે, તેમ

તેમ તે સ્વરૂપ તેના હૃદયમાં વધારે ને વધારે પ્રગટ થાય છે. ભગવાનનું સ્વરૂપ એકધારું પણ ખૂબ જ સૂક્ષ્મ છે; તેનો અનુભવ ભક્ત જ કરે છે. ભગવાનનું આ પ્રેમ-સ્વરૂપ અનુભવમાં આવતાં ભક્ત સર્વ કંઈ ભૂલી જાય છે. તેના સર્વ વ્યવહારો ભગવાનના સ્વરૂપનો અનુભવ કરવામાં રહે છે. તેને સંસારના પદાર્થો કલ્પનાના બને છે; અને સંસારીઓ જેને કલ્પના માને છે, તે ભગવાનનું સ્વરૂપ ભક્ત માટે સાચું-પ્રત્યક્ષ બને છે.

## ૨ : સાધારણ ભક્તિના ભેદો

**गौणी त्रिधा गुणभेदादार्तादिभेदाद्वा ॥ ५६ ॥**

પદ૦-**गुणस्वरूपा=गौणी । त्रिधा । गुणानां भेदः । आर्तः, जिज्ञासुः, अर्थार्थी इति भेदः तस्मात् । वा ।**

સાધારણ ભક્તિ સત્ત્વ, રજ અને તમ-એ ત્રણ ગુણોને અનુસરી ત્રણ પ્રકારની છે; અથવા સંસારનાં દુઃખથી તપેલા, જ્ઞાનની ઇચ્છાથી પ્રેરાયેલાં અને સંસારમાં પોતાની મતલબને સાધવા ઇચ્છતા ભક્તોની ત્રણ પ્રકારવાળી ભક્તિ હોય છે.

**उत्तरस्मादुत्तरस्मात्पूर्वपूर्वा श्रेयाय भवति ॥ ५७ ॥**

પદ૦-**उत्तरस्माद् । उत्तरस्माद् । पूर्वा पूर्वा । श्रेयाय । भवति ।**

આ સાધારણ ભક્તિમાં તામસ ભક્તિ હલકી છે, રાજસ ભક્તિ ઠીક ગણાય છે અને સાત્ત્વિક

ભક્તિ હિત કરનારી છે. મતલબ સાધનાર ભક્તની ભક્તિ હલકી, જાણવા ખાતર જાણનાર ભકતની ભક્તિ ઠીકાઠીક અને સંસારથી તપેલા ભકતની ભક્તિ હિત કરનારી ગણાય છે.

**નોંધ:**—નારદ મુનિએ ઉત્તમ ભક્તિ અને ઉત્તમ પ્રેમ-સ્વરૂપ ભગવાનની વ્યાખ્યા કરી, તે ઉત્તમ કોટિના ભક્તજનો માટેનું દર્શન થયું. હવે સાધારણ જન પણ લાભ લઈ શકે તે માટે સાધારણ ભક્તિની પણ વ્યાખ્યા આપે છે. આ પ્રકારની ભક્તિનું વર્ણન 'ભગવદ્ ગીતા'માં વિસ્તારથી છે. જે માણસ આળસ અને પ્રમાદમાં પોતાનો સમય ગુમાવે છે અને મોહ દશામાં પડી જીવન બરબાદ કરે છે, તેના કરતાં સાધારણ ભક્તિ કરનાર ભક્ત અનેકગણો ઊંચો છે, એ બતાવવાનું અહીં રહસ્ય છે.

## ૩ : ભક્તિમાં સુલભતા

**अन्यस्मात् सौलभ्यं भक्तौ ॥ ५८ ॥**

પદ૦–**अन्यस्मात् साधनात् । भक्तौ । सुलभस्य भावः ।**

બીજાં બધાં સાધનો કરતાં ભક્તિમાં વધારે સરળતા છે.

**प्रमाणान्तरस्यानपेक्षत्वात् स्वयंप्रमाणरूपत्वात् ॥५९॥**

પદ૦–**स्वयम् प्रमाणस्य रूपं तस्य भावः तस्मात् । अन्तरं प्रमाणं=प्रमाणान्तरं तस्य । अनपेक्षस्य भावः तस्मात् ।**

ભક્તિ પોતે જ પ્રમાણ છે, એટલે તેને બતાવવા બીજા પ્રમાણની જરૂર નથી.

शान्तिरूपत्वात् परमानन्दरूपत्वाच्च ॥ ६० ॥

**પદ०–शान्त्याः स्वरूपं तस्य भावः तस्मात्। परमः च आनन्दः च तस्य रूपं तस्य भावः तस्मात्।**

ભક્તિ પોતે શાંતિનું સ્વરૂપ છે; તે પોતે પરમાનંદનું સ્વરૂપ પણ છે; એટલે તે મળતાંની સાથે જ મનુષ્ય કૃતાર્થ થાય છે.

**નોંધ :**–ભક્તિનું સ્વરૂપ ઓળખવું સહેલું છે, એ સ્વરૂપ મેળવવું અઘરું છે. એને મેળવવા માટે પણ ભક્તિ જ જોઈએ. દીવો પ્રગટે એટલે પ્રકાશ થાય જ. 'દીવો પ્રગટ્યો છે' એમ જાહેર કરવાની જરૂર નથી; એ રીતે ભક્તિ માટે બીજા પ્રમાણની જરૂર નથી. ભક્તિ પ્રગટતાં જ સર્વ વિષયો શમી જાય છે અને હૃદય પ્રસન્ન થઈ સાચો આનંદને અનુભવે છે. ભક્તની આ દશાનો અનુભવ ભક્તજન જ ગણે છે. સંસારી જન તેને દંભ અને વેવલાવેડા કહી અવગણે પણ ખરો. જે અનુભવ ભક્તને થાય છે, તે અનુભવ સંસારી જનને ક્યાંથી જ થવાનો? અને તેવો અનુભવ ન થાય, તેને તો ભક્તિનો માર્ગ વિકટ જ લાગવાનો.

## ૪ : ભક્તનો ચિંતા રહિત વ્યવહાર

लोकहानौ चिन्ता न कार्या निवेदितात्मलोकवेदत्वात् ॥६१॥

પદ૦–**लोकस्य हानिः तस्याम् । चिन्ता । कार्या । न । आत्मा च लोकः च वेदः च=आत्मलोकवेदाः, निवेदिताः आत्मलोकवेदाः येन, तस्य भावः तस्मात् ।**

લોકના વ્યવહારમાં કોઈ ઊણપ કે દોષ રહી જાય, તો ભક્તે તેની ચિંતા રાખવી નહિ. ભક્તે પોતાની જાતને તેમ જ લોક અને વેદનાં કર્મોને ભગવાનના ચરણે સોંપ્યાં છે; એટલે તે કર્મોમાં ગુણદોષ કે લાભ–હાનિ રહેલાં જ નથી.

न तदसिद्धौ लोकव्यवहारो हेयः किन्तु फलत्यागः तत्साधनं च कार्यमेव ॥ ६२ ॥

પદ૦–**तस्याः असिद्धिः तस्याम् । लोकस्य व्यवहारः । न । हेयः । किंतु । फलस्य त्यागः । तस्याः साधनम् । च । कार्यम् । एव ।**

જ્યાં સુધી ભક્તિની સિદ્ધિ મળે નહિ ત્યાં સુધી બળાત્કારે લોકના વ્યવહારો ત્યજવા નહિ; પરંતુ લોકનાં અને વેદનાં કર્મો ફળ રહિત અદા કરવાં તેમ જ ભક્તિ પ્રગટ થાય, તેવાં સાધનો સેવવાં.

**નોંધ :** ભક્તે પોતાનું સર્વ કંઈ ભગવાનને સોંપી દીધું છે; એટલે તેણે કર્મોમાં રહેલાં દોષો કે ઊણપો વિચારવાનાં નથી. પોતાની જાતે થયેલા દોષો કે ઊણપો માટે તો ભક્ત જવાબદાર છે. પોતે સાવધ રહે અને છતાં કર્મના કુદરતી દોષો થયા કરે, તો તે વિષે ભક્તે ચિંતા છોડી દેવી. ભક્તનું

એક જ ધ્યેય હોય છે, કે પોતાના હૃદયમાં ભગવાનનો અનુરાગ પ્રગટ થાય. એ અનુરાગ પ્રગટ થવા માટે સમયની રાહ જોવી પડે છે; એ સમયમાં ભક્તે કર્મ રહિત ન થવું. પોતાની ફરજ તેણે અદા કરવાની છે. પોતાને માથે સંસારનો ભાર છે તેને ફેંકી દેવાનો નથી. ફળની ચિંતા જતી રહે એટલે તે ભાર આપોઆપ ઓછો થઈ જાય છે. કુદરતી રીતે જે કંઈ કર્મો ઓછાં થતાં હોય, તે ઓછાં કરવાં; તેમાં બળાત્કારને સ્થાન નથી. બળાત્કારે ત્યજાયેલાં કર્મો બમણા વેગથી પાછાં આવે છે અને ભક્તને સાચી સિદ્ધિમાંથી પણ ડગાવે છે.

## ૫ : ભક્તને પાળવાના નિયમો

**स्त्रीधननास्तिकवैरिचरित्रं न श्रवणीयम् ॥ ६३ ॥**

પદ૦-**स्त्री च धनं च नास्तिकः च वैरी च तेषां समूहः, तस्य चरित्रम् । श्रवणीयम् । न ।**

ભક્તજને સ્ત્રી, ધન, નાસ્તિક અને શત્રુઓ વિષે વાર્તાલાપ કરવો નહિ અને તે વિષે કંઈ સાંભળવું પણ નહિ.

**अभिमानदम्भादिकं त्याज्यम् ॥ ६४ ॥**

પદ૦-**अभिमानः च दम्भः च आदि यस्मिन् तत् । त्याज्यम् ।**

અભિમાન, દંભ વગેરે વધે તેવાં વેશભૂષા અને આચરણ ત્યજવાં.

**तदर्पिताखिलाचारः सन्, कामक्रोधाभिमानादिकं तस्मिन्नेव करणीयम् ॥ ६५ ॥**

પદ૦–**तस्मै अर्पिताः च अखिले च आचाराः येन सः। सन्। कामः च क्रोधः च अभिमानः च यस्मिन् तत्। तस्मिन्। एव। करणीयम्।**

ભક્તજને પોતાના સર્વ વ્યવહારો ભગવાનને સોંપી દીધા પછી, કુદરતી રીતે જે મનના આવેગો આવે, તેને દબાવી નહિ દેતાં, તે પણ ભગવાનને સોંપી દેવા; અર્થાત્ ભગવાનમાં જ કામ, ક્રોધ, અભિમાન વગેરે સારી–નરસી ભાવનાઓ પ્રગટ કરવી.

**त्रिरूपभंगपूर्वकं नित्यदासनित्यकान्ता–भजनात्मकं वा प्रेमैव कार्यं, प्रेमैव कार्यम् ॥ ६६ ॥**

પદ૦–**त्रीणि च रूपाणि च तेषां भंगः (प्रकारः), तत् पूर्वं यस्मिन् तत्। नित्यं दासः, नित्यं कान्ता तयोः भजनं आत्मा यस्मिन् तत्। वा। प्रेम। एव। कार्यम्। प्रेम। एव। कार्यम्।**

ખરી રીતે ભક્તજને ભગવાનમાં પ્રેમ જ કરવો જોઈએ. તે **પ્રેમમાં ત્રણ પ્રકાર** છેઃ–(૧) **પ્રેમ કરનાર ભક્તજન,** (૨)**પ્રેમનુ પાત્ર ભગવાન** અને (૩) **પ્રેમનું સાધન અનુરાગ.** આ પ્રેમ દાસભાવે પણ થાય તેમ જ કાંતાભાવે પણ થાય. **દાસભાવમાં ભગવાન સ્વામી,**

**ભક્તજન દાસ અને દાસ્ય ભક્તિ ગણાય છે; કાંતાભાવમાં ભગવાન પતિ, ભક્તજન પત્ની અને અનુરાગ ભક્તિ ગણાય છે. આ બન્ને ભાવોમાં ભગવાન માટે પ્રેમ પ્રગટ થાય છે.**

**નોંધ:**–ભક્તિનો માર્ગ કપરો છે. હૃદયની શુદ્ધિ થાય અને સંતની કૃપા થાય, તો જ આ માર્ગ હાથમાં આવે છે. ભક્તિમાર્ગ હાથમાં આવ્યા પછી પણ ભક્તજને સાવધાન રહેવું જોઈએ. એ માર્ગમાં ઘણી લાલચો આવીને ઊભી રહે છે. એ લાલચોમાં ન ફસાવાય તે માટે ભકતજને કપરા નિયમો લેવા જોઈએ. **ભક્તનો મોટો નિયમ** એક જ છે, કે **તે ગમે તે કરતો હોય, ગમે તે દશામાં રહેતો હોય અને ગમે ત્યાં ભમતો હોય, પણ હૃદયમાં ભગવાનનું સ્મરણ સતત રહે એટલી સાવધાની તેણે રાખવી જોઈએ.**

ભગવાનની ભક્તિમાં અનેક ભાવો રહ્યા કરે છે. ભક્ત દીન બની ભગવાનને કાલાવાલા પણ કરે છે, ક્રોધમાં આવી ભગવાનને ઠપકો પણ આપે છે. ભગવાનને ભૂલી જતાં ભક્ત ગાંડો બની જાય છે અને ભગવાનનો સાક્ષાત્કાર થતાં પ્રેમમાં મશગૂલ બને છે ભક્તની આ દશાઓને લોક સાથે સંબંધ નથી. દેખાદેખીથી અનુકરણ કરવા જનાર પછડાય પણ ખરો; કારણ કે આ માર્ગમાં દંભ અને અભિમાન ટકી શકતાં નથી. આ માર્ગનો આધાર લીધા પછી લોકની વાતો પરથી ભક્તજનની રુચિ ઊઠી જાય છે, જેથી ચિત્ત ચંચળ બને તેવા વાર્તાલાપોને તે ત્યજી દે છે.

# અધ્યાય ૪ થો÷–ફળ

## ૧ : ઉત્તમ ભક્તોનો મહિમા

**भक्ताः एकान्तिनो मुख्याः ॥ ६७ ॥**

પદ૦–**एकः अंतः निश्चयः येषां ते। भक्ताः। मुख्याः।**

એક નિશ્ચયને વળગી રહેનારા ભક્તો સર્વ કરતાં ઉત્તમ છે.

÷ આ અધ્યાયમાં ૧૮ સૂત્રો છે. તે સૂત્રોને આઠ વિષયમાં ગોઠવ્યાં છે. ત્રીજા અધ્યાયમાં ભગવાનનું સ્વરૂપ બતાવ્યા પછી આ અધ્યાયમાં ભક્તનું સ્વરૂપ બતાવ્યું છે. ઉત્તમ ભક્તોના હૃદયની પ્રસન્નતા, ભક્તિ-ભરેલા ભાવો, નિર્મલ આચાર–વિચારોની અસર વગેરેથી સાધકને ખૂબ જ મદદ મળે છે અને ભક્તોના કડક નિયમોનો બોધપાઠ લઈ સાધક સર્વ રીતે સાવધ રહે છે. ભક્તજનનું પ્રમેય ભગવાન છે. એ ભગવાનને જાણ્યા પછી ભક્તજન તેની ભક્તિ મેળવે છે. ભક્તિની સિદ્ધિ મળી એટલે કંઈ કરવાપણું રહેતું નથી. ભક્તજન ભક્તિને જ ઇચ્છે છે; માટે ભક્તિ એ જ ફળ છે; તે માટે આ અધ્યાયનું નામ પણ **ફળ** રાખ્યું છે. તે સાથે ભક્તે પાળવાના નિયમો, ભક્તિના પ્રકારો અને ઉત્તમ ભક્તોનાં નામ ગાઈ નારદ મુનિ આ શાસ્ત્રની સમાપ્તિ કરે છે.

कण्ठावरोधरोमाञ्चाश्रुभिः परस्परं लपमानाः पावयन्ति कुलानि पृथिवीं च ॥ ६८ ॥

पद०—कंठस्य अवरोधः, रोमांचानि अश्रूणि च तैः। परस्परम् । लपमानाः। कुलानि। पृथिवीम्। च। पावयन्ति ।

ભક્તજનો પરસ્પર મળતાં ભગવાનના પ્રેમમાં મગ્ન થઈ ગળગળા બને, શરીરનાં રુંવાટાં ખડાં થઈ જાય અને આંખોમાંથી આંસુની ધારાઓ વહે; એવા ભક્તજનો માનવકુલને અને પૃથ્વીને પવિત્ર કરે છે.

तीर्थीकुर्वन्ति तीर्थानि, सुकर्मी कुर्वन्ति कर्माणि सच्छास्त्री कुर्वन्ति शास्त्राणि ॥ ६९ ॥

पद०—तीर्थानि। यथार्थं तीर्थानि कुर्वन्ति। कर्माणि। सुष्ठु कर्माणि कुर्वन्ति। शास्त्राणि। साधु शास्त्राणि कुर्वन्ति ।

આ ભક્તજનો જે તીર્થમાં વસે, તે તીર્થનો મહિમા વધે છે; તેમનાં કર્મો ખરાં કર્મો બને છે અને તેઓ જે શાસ્ત્રોને માને, તે જ શાસ્ત્રો સારાં ગણાય છે.

तन्मयाः ॥ ७० ॥

पद०—सः भगवान् एव स्वरूपं येषां ते।

ઉત્તમ ભક્ત જનોતો ભગવાનનાં જ સ્વરૂપો છે.

मोदन्ते पितरो नृत्यन्ति देवताः, सनाथा चेयं भूर्भवति॥

पद०-**पितरः मोदन्ते । देवताः । नृत्यन्ति । इयम् । भूः सनाथा । भवति । च ।**

આ ભક્તજનોનો મહિમા સાંભળી પિતૃઓ આનંદ માને છે, દેવ લોકો નાચગાન કરે છે અને પૃથ્વી પોતાનું રક્ષણ કરનાર ભક્તજનો સ્વામી છે, એવો સંતોષ સેવે છે. ( ૭૧ )

**નોંધ :**–આ સૂત્રોમાં ભક્તજનોનો સાચો મહિમા ગવાયો છે. સંસારના મળોને દૂર કરી જગતને નંદનવન બનાવનાર આ ભક્તજનો ધન્ય છે. સંતજનો હરતાં-ફરતાં તીર્થ છે, તેમની વાણી શાસ્ત્ર છે, તેમના આચારો સુકર્મ છે; તેમના પ્રભાવથી પૃથ્વી ટકે છે.

આવા ભક્તોનાં દર્શન કરી સંસારી જનો ભગવાન મળ્યાનો લહાવો માણે છે. ભક્તમાં અને ભગવાનમાં ભેદ જ રહેતો નથી. આવા ભક્તજનોની વાતચીતમાં ભક્તિનું અમૃત ઝરે છે અને સંસારી જનોના મળો ધોવાઈ જાય છે. દરેક યુગ, કાળ અને દશામાં આવા ભક્તજનો આવી પુણ્ય પ્રવાહની ધારાઓને અખંડ સાચવે છે.

## ૨ : ભક્તોમાં અભેદ ભાવ

**नास्ति तेषु जातिविद्यारूपकुलधनक्रियादिभेदः ॥ ७२ ॥**

पद०-**तेषु । जातिः च विद्या च रूपं च कुलं च धनं च क्रिया च आदि, तस्य भेदः । न । अस्ति ।**

એ ઉત્તમ ભક્તોમાં પરસ્પર અભેદ ભાવ હોય છે. જાતિ, વિદ્યા, રૂપ, કુલ, ધન, ક્રિયા વગેરેથી જે લૌકિક

ભેદભાવો પડેલા છે, તેનાથી તેઓ ઊંચે ગયેલા હોય છે.

यतस्तदीयाः ॥ ७३ ॥

પદ૦–यतः । तस्य भगवतः इमे तदीयाः ।

આ ભક્તજનો ભગવાનના સંબંધી છે, એ સંબંધ સર્વને સરખો છે; એટલે તેમનામાં જાતિ વગેરે ભેદભાવ આપોઆપ ખસી જાય છે.

**નોંધ:**–જાતિ, કુલ, વિદ્યા વગેરે ભેદો વ્યવહારના રક્ષણ માટે જરૂરના છે. વ્યવહારની મર્યાદા સાચવવા તે ભેદોને શાસ્ત્રની પણ સંમતિ છે; પરંતુ ઉત્તમ ભક્તજનો વ્યવહાર અને શાસ્ત્રની મર્યાદા ઓળંગી, ઊંચી કક્ષાએ પહોંચી ગયા હોય છે.

આ ઊંચી કક્ષામાં રહીને ભક્તજનો સર્વની સાથે એક ભાવ સેવી શકે છે. તેમનો ભગવાન સાથે અનેરો સંબંધ થયો હોય છે; અને તેમને સર્વમાં વસતા ભગવાનનાં જ દર્શન થાય છે. જેમનો વ્યવહાર જ ભગવાન સાથે હોય, તેને બીજા ભેદો ક્યાંથી જ દેખાય ?

## ૩ : વાદનો નિષેધ

वादो नावलम्ब्यः ॥ ७४ ॥

પદ૦–वादः । अवलम्ब्यः । न ।

ભક્તે વાદવિવાદમાં ઊતરવું નહિ.

बाहुल्यावकाशादनियतत्वाच्च ॥ ७५ ॥

પદ૦–बहुलस्य भावः बाहुल्यं तस्य अवकाशः तस्मात् ।
न नियतम्–अनियतं तस्य भावः तस्मात् ।

વાદવિવાદ કરતાં અનેક વાદો ઊભા થાય છે; અને એકે વાદ એવો નથી, કે જે સામા પક્ષને પોતાનો સ્પષ્ટ નિશ્ચય બતાવી શકે.

**નોંધ :**– વાદમાં ઊતરવું અને ઝઘડો કરવો કે ખોટો વખત બગાડવો તે ભક્તને ન પાલવે. તેણે તો પૂછે તેને પોતાના અનુભવની ચાર વાત સાદી ભાષામાં કહેવાની હોય. તેને પંડિતાઈનો ઓપ અપાય નહિ. સામેનો માણસ સરળ હોય અને સમજે તો ઠીક; વાદમાં ઊતરે તેને તો કાદવ ઉલેચવાનો થાય. વાદમાં કોઈ જીતતું નથી અને હારતું ય નથી. વાદવિવાદમાં તો વાણી અને વખતનો દુરુપયોગ છે. સાચા સંતને અને ભક્તને તે પાલવે તેમ નથી.

## ૪ : ભક્તજનની પ્રવૃત્તિઓ

**भक्तिशास्त्राणि मननीयानि, तदुद्बोधककर्माण्यपि करणीयानि ॥ ७६ ॥**

પદ૦–**भक्ति–शास्त्राणि । मननीयानि । तस्याः उद्बोधकानि च तानि कर्माणि च । अपि । करणीयानि ।**

ભક્તજને ભક્તિ પર લખાયેલા ગ્રંથોનું મનન કરવું અને ભક્તિમાં વધારો કરે તેવાં કાર્યો પણ કરવાં જરૂરનું છે.

**सुखदुःखेच्छालाभादित्यक्ते काले प्रतीक्ष्यमाणे क्षणार्धमपि व्यर्थं न नेयम् ॥ ७७ ॥**

પદ૦–**सुखं च दुःखं च इच्छा च लाभः च आदि=सुख**

दुःखेच्छालाभादि तेन त्यक्ते । काले । प्रतीक्ष्यमाणे । क्षणस्य अर्धम् । अपि । व्यर्थम् । न । नेयम् ।

ભક્તજને ભક્તિ કરતાં કરતાં સુખ–દુઃખ, લાભ–હાનિ વગેરે જોડકાંનો ત્યાગ કરવો. એ ત્યાગ ધીરે ધીરે થાય; તે કાળમાં પણ ભક્તે ઘડીભર થોભવું, રાહ જોવી કે સમયને બરબાદ કરવો, એવું કામ કરવું નહિ.

अहिंसासत्यशौचदयास्तिक्यादि चारित्र्याणि परिपालनीयानि ॥ ७८ ॥

પદ૦–अहिंसा च सत्यं च शौचं च दया च आस्तिक्यं च आदीनि चारित्र्याणि । परिपालनीयानि ।

ભક્તજને પોતાના ચરિત્રને શુદ્ધ કરનારાં અહિંસા, સત્ય, પવિત્રતા, આસ્તિક ભાવ વગેરે વ્રતોનું પાલન કરવું.

**નોંધ** :–ભક્તજન નવરો રહી શકે જ નહિ; તેમ જ ચોવીસે કલાક ભજન–કીર્તનમાં અને પાઠપૂજામાં કેવી રીતે જાય? એ પ્રકારો તો મનને દઢ કરવા માટેના છે. તેને પચાવવામાં ન આવે તો અરુચિ થાય. ભક્તજને સંસારના વ્યવહારોમાં રહી, સામાન્ય કર્તવ્યો પાળી, પોતાની ફરજો પૂરી કરવાની છે. તે કદી નિષ્ક્રિય રહી શકતો નથી. તેની પ્રવૃત્તિઓ સર્વના હિત માટે હોય છે. તેનો બોધપાઠ લઈ સંસારી જન પોતાનાં કર્તવ્યોમાં મક્કમ રહે છે.

## ૫ : ભક્તની શુદ્ધ ભાવના

सर्वदा सर्वभावेन निश्चिन्तितै र्भगवानेव भजनीयः ॥७९॥

પદ૦–**निर्गतानि चिन्तितानि येषां ते। सर्वदा। सर्वः च भावः च तेन। भगवान्। एव। भजनीयः।**

હૃદયની ચિંતાઓ દૂર કરી ભક્તજને સર્વ રીતે પોતાના બધા ભાવો એક કરી ભગવાનને ભજવા.

**स कीर्त्यमानः शीघ्रमेवाविर्भवति अनुभावयति च भक्तान् ॥ ८० ॥**

પદ૦–**सः भगवान्। कीर्त्यमानः सन्। शीघ्रम्। एव। आविर्भवति। भक्तान्। अनुभावयति। च।**

ભજન–કીર્તનની ધૂનથી ભગવાન તરત જ પ્રગટ થાય છે અને ભક્તોને પોતાના સ્નેહથી રંગી દે છે.

**त्रिसत्यस्य भक्तिरेव गरीयसी, भक्तिरेव गरीयसी ॥८१॥**

પદ૦–**त्रिकालम् अबाधितं सत्यं यस्य सः=त्रिसत्यः तस्य। गरीयसी। भक्तिः। एव।**

ત્રણે કાળમાં સત્યસ્વરૂપ ભગવાનની ભક્તિ જ સર્વ કરતાં વધારે હિત કરનારી છે.

**નોંધ :**–ભગવાનની ઝાંખી થયા પછી ભક્તને કંઈ કરવાનું રહેતું જ નથી. અમૃતનું પાન કરતાં જ સર્વ રોગો દૂર થાય, એમ ભગવાનનાં દર્શન થતાં જ સર્વ ચિંતાઓ ટળી જાય છે. પછી તો ભક્તજન ભગવાન સાથે એકભાવ જોડી દે છે. તેના સર્વ વ્યાપારો ભગવાનની સાક્ષીમાં જ થાય છે. ભજન–કીર્તનને વશ થઈ ભગવાન ભક્તની સામે પ્રગટ થાય છે. તે પોતાના દિવ્ય પ્રેમનો પરિચય કરાવે છે. ભક્ત એ

દિવ્ય પ્રેમમાં એકરૂપ બને છે. તે સર્વ ભાન ભૂલી પ્રેમસાગરમાં ડૂબી જાય છે.

સંસારીને વિષયોનો અનુભવ થાય છે, તેથી ય વધારે સ્પષ્ટ-પણે ભક્તજનને ભગવાનનો અનુભવ થાય છે. સંસારીને મન ભગવાન કલ્પનાના પદાર્થ છે, જ્યારે ભક્તને મન ભગવાન સાક્ષાત છે. તે વિષયોને કલ્પનાના જૂઠા પદાર્થો જાણે છે. તેના હૃદયમાં જે રામ પ્રગટ્યા છે, તેનો ત્રણે કાળે નાશ થતો નથી. ત્રણે કાળમાં એક સ્વરૂપે રહેનાર ભગવાનની ભક્તિ જ ભક્તના હૃદયમાં વસી હોય છે.

## ૬ : ભક્તિના અગિયાર પ્રકારો

**गुणमाहात्म्यासक्ति, रूपासक्ति, पूजासक्ति, स्मरणासक्ति, दास्यासक्ति, सख्यासक्ति, वात्सल्यासक्त्यात्मनिवेदनासक्ति, तन्मयतासक्ति, परमविरहासक्तिरूपा एकधाप्येकादशधा भवति ॥ ८२ ॥**

પદ૦—**एकधा । अपि । भक्तिः । एकादशधा । भवति । गुणस्य माहात्म्यं, तदेव आसक्तिः=प्रेम । रूपम् आसक्तिः । पूजा आसक्तिः । स्मरणम् आसक्तिः । दास्यम् आसक्तिः । सख्यम् आसक्तिः । वात्सल्यम् आसक्तिः । आत्मनिवेदनम आसक्तिः । तन्मयता आसक्तिः । परमः च विरहः च आसक्तिः सा एव रूपं यस्याः साः ।**

ભક્તિ સ્વરૂપે એક છે અને ભાવના ભેદે અગિયાર

છે. ભગવાનના ગુણ અને મહિમામાં અનુરાગ, સ્વરૂપમાં અનુરાગ, પૂજામાં અનુરાગ, સ્મરણમાં અનુરાગ, દાસપણામાં અનુરાગ, મિત્રતામાં અનુરાગ, બાળકની જેમ વહાલમાં અનુરાગ, પોતાનું સર્વ સોંપી દેવામાં અનુરાગ અને ભગવાન સાથે એકતા સાધવામાં અનુરાગ એવાં ભાવનાનાં સ્વરૂપો છે.

**નોંધ :**–અનેક ભક્તોએ ભગવાનને જુદા જુદા ભાવે ભજ્યા છે. ભગવાનને કોઈક સ્વામી ગણે છે, બીજો એમને મિત્ર ગણે છે, ત્રીજો ભગવાનને બાળક માની પોતે માતા બને છે, એમ ભક્તોની સૃષ્ટિ અનોખી છે.

## ૭ : પ્રસિદ્ધ ભક્તોની નામાવલિ

**इत्येवं वदन्ति जनजल्पनिर्भया एकमताः कुमार-व्यास-शुक-शांडिल्य-गर्ग-विष्णु-कौण्डिन्य-शेषोद्धवारुणि-बलिहनुमद्बिभीषणादयो भक्त्याचार्याः ॥८३॥**

પદ૦–**जनानां जल्पेषु निर्भयाः । एकं मतं येषां ते । भक्त्याः आचार्याः । कुमारः, व्यासः, शुकः, शांडिल्यः, गर्गः, विष्णुः, कौण्डिन्यः, शेषः, उद्धवः, आरुणिः, बलिः, हनुमान्, विभीषणः च आदयः ।**

કુમારથી લઈ વિભીષણ વગેરે ભક્તિના આચાર્યો એકમત થઈ લોકની નિંદાની પરવા કર્યા વિના ભગવાન-ની ભક્તિને અનુસરીને ભક્તિનો મહિમા બતાવે છે.

**નોંધ:**–આ ભક્તજનો પોતપોતાની રીતે ભગવાનને ભજી

ગયા છે. તેઓ તરી ગયા છે અને બીજાને તારી ગયા છે. તેમનાં નામ અમર થયાં છે. તેમણે લોકનિંદાની પરવા કર્યા વિના લોકને સાચો માર્ગ બતાવ્યો છે. લોકની પરવા કર્યે અને રૂઢિરિવાજોને અનુસર્યે ભક્તિ થતી નથી. ભક્તિ માટે નવો જ ચીલો પાડવો પડે છે, જે ચીલે ચીલે ભકતજનો પોતાના અનુભવો બતાવી લોકને સાચો રાહ બતાવી શકે છે.

## ૮ : શાસ્ત્રની સમાપ્તિ અને મહિમા

**य इदं नारदोक्तं शिवानुशासनं विश्वसिति, श्रद्धत्ते, स प्रेष्ठं लभते स प्रेष्ठं लभते ॥ ८४ ॥**

પદ૦–**यः । इदम् । नारदेन उक्तम् । शिवं च अनुशासनं च । विश्वसिति । श्रद्धत्ते । सः । परमं प्रेमस्वरूपं=प्रेष्ठम् । लभते ।**

જે ભકતજન નારદે કહેલ કલ્યાણકર ભક્તિશાસ્ત્ર પર વિશ્વાસ અને શ્રદ્ધા રાખે છે, તે ભકતજન પરમ પ્રેમસ્વરૂપ ભગવાનને મેળવે છે.

**इति ।**

આ રીતે શાસ્ત્રની સમાપ્તિ થાય છે.

**નોંધ:**–નારદ મુનિ ભક્તિશાસ્ત્રનો મહિમા ગાઈ તેની સમાપ્તિ કરે છે. આ શાસ્ત્ર મનુષ્ય માત્રને કલ્યાણમાર્ગ બતાવે છે. તેના પર વિશ્વાસ અને શ્રદ્ધા રાખી તેમાં કહેલી સૂચનાઓને અનુસરવાથી ભક્ત પોતાની સર્વ અડચણો દૂર કરે છે અને ભગવાનના પરમ પ્રેમસ્વરૂપમાં મગ્ન બને છે.



"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# ગ્રંથોનું સૂચિપત્ર

## શાસ્ત્રગ્રંથો—મૂળ તથા અનુવાદ

**એકાદશ ઉપનિષદો**—મૂળ શ્લોકો તથા સરળ ભાષાંતર ૨—૮

**બૃહદારણ્યક** અને **બીજાં ૧૦૦ ઉપનિષદો**— „ ૨—૮

**બળવાન બનો !**—યજુર્વેદસંહિતાનો ૧ લો અધ્યાય—
મૂળ અને ટીકા સાથે ... ... ... ... ૦—૮

**વિવેકચૂડામણિ**—શ્રીમત્ શંકરાચાર્યકૃત : મૂળ શ્લોકો
તથા સરળ ભાષાંતર ... ... ... ... ... ૦—૧૨

**સર્વવેદાંત—સિદ્ધાંત સાર—સંગ્રહ** શ્રી શંકરાચાર્યકૃત ૧-૪

**જીવન્મુક્તિવિવેક**—તત્ત્વજ્ઞાન, વાસનાક્ષય ને મનોનાશ
કરી મુક્તિ માટે માર્ગદર્શન આપતો પ્રાચીન ગ્રંથ ૧ ૪

**અષ્ટાવક્રગીતા**—શ્લોકો તથા સરળ અર્થ ... ... ૦—૮

**મહાવાક્ય રત્નાવલિ**—સરળ અર્થ સાથ ... ... ૦—૧૨

**એકાદશ સ્કંધ**—મૂળ સહિત સરળ ભાષાંતર ... ૧—૪

**વિદુરનીતિ**—શ્લોકો તથા સરળ ભાષાંતર ... ... ૦—૧૨

**મનુસ્મૃતિ**—સરળ ભાષાંતર, મૂળ શ્લોકો સહિત ... ૩—૦

**આર્યધર્મનીતિ ને ચાણક્યનીતિસાર**—પસંદ કરી
ચૂંટેલા ધર્મનીતિના શ્લોકો, સરળ અર્થ સાથે... ૦—૮

**વિષ્ણુસહસ્રનામ**—વિષ્ણુનાં હજાર નામો, અર્થ સાથે ૦—૪

## શાસ્ત્રગ્રંથો—માત્ર અનુવાદ

**સંપૂર્ણ મહાભારત (ભાષાંતર)** દળદાર સાત ગ્રંથોમાં ૪૫—૦

**શ્રીમદ્ ભાગવત**–બે ગ્રંથમાં–સરળ ભાષાંતર, આવૃત્તિ ૧૧મી ( ૨૭ ચિત્રો સાથે ) ... ... ... ૮–૦

,, ,, –ભાગ બીજો–(આવૃત્તિ ૮ મી) છૂટક મળશે ૬૬૭ ૩–૦

**ભગવતી (દેવી) ભાગવત**–સરળ ભાષાંતર, મોટા અક્ષરો ૬–૦

**વિચારસાગર**–વેદાંતના દોહનરૂપ તત્ત્વજ્ઞાનનું પુસ્તક ૨–૮

**લઘુ યોગવાસિષ્ઠ**–સમગ્ર યોગવાસિષ્ઠને સમજાવતું સારરૂપ પુસ્તક... ... ... ... ... ... ૨–૮

**યોગવાસિષ્ઠ મહારામાયણ**–ચાર દળદાર ગ્રંથો, વૈરાગ્ય, **મુમુક્ષુ**, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ ને નિર્વાણ–એ ૭ પ્રકરણો–મોટા અક્ષરોમાં ... ૧૨–૦

**મહાભારતનું શાંતિપર્વ**–રાજધર્મ, આપદ્ધર્મ અને મોક્ષધર્મ–ચારે વર્ણ, આશ્રમના સામાન્ય ધર્મો–વિશેષ, મુખ્ય તથા ગૌણ ધર્મો ઇત્યાદિ ... ... ૭–૮

## અન્ય ધાર્મિક ગ્રંથો

**ધમ્મપદ**–પંડિત બેચરદાસ દોશીની ટીકા સાથે ... ૧–૦

**સ્વરૂપવિચાર**–સંવાદરૂપે તત્ત્વજ્ઞાનનો ઉપદેશ... ... ૦–૧૦

**દત્ત–પરશુરામ** અથવા **આત્મદર્શનયોગ**–ભગવાન દત્તાત્રેયપ્રણીત ત્રિપુરારહસ્ય જ્ઞાનખંડ, વિસ્તૃત વિવરણ સાથે ... ... ... ... ... ... ૨–૦

**આત્મરામાયણ**–રામાયણનું ટૂંકી કથા સાથે તત્ત્વજ્ઞાન સમજાવતું અધ્યાત્મ વિષયનું સરળ પુસ્તક ૦–૧૨

**પરમાનંદની પ્રાપ્તિ**–શુદ્ધાદ્વૈત મતથી બ્રહ્મનું નિરૂપણ કરતું પુસ્તક, રસિક વાતચીતરૂપે ... ... ... ૧–૮

**મોક્ષમાળા**–શ્રીમદ્ રાજચંદ્રકૃત જૈનતત્ત્વજ્ઞાનનું ઉત્તમ પુસ્તક, મહાત્મા ગાંધીજીના પરિચય સાથે ... ૧–૪

**પરમસુખી થવાના ઉપાય**–શ્રીમન્નથુરામ શર્માનાં ધાર્મિક વ્યાખ્યાનોનો ઉપયોગી સંગ્રહ... ૨–૦

**પ્રભુમય જીવનનું રહસ્ય**–મહાપુરુષોના ઉપદેશની વાનગી તથા ભજનો ઇત્યાદિ ... ... ... ૧–૦

**વિવેકાનંદસાર**–વિવેકાનંદના સમગ્ર ઉપદેશોના સારરૂપે વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી ૨–૦

**રામકૃષ્ણકથામૃત**–બે ગ્રંથમાં નવી આવૃત્તિ, ઉપદેશો, બોધક વાતચીતના પ્રસંગો ઇત્યાદિ ૫–૦

**તુકારામ ગાથા**–બે ગ્રંથોમાં–પ્રભુપ્રેમ, ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યપ્રેરક ૪૧૪૧ મરાઠી અભંગોનું સરળ ભાષાંતર ૬–૦

**દાસબોધ**–ભક્તિનિરૂપણ, જન્મદુઃખનિરૂપણ, નવ પ્રકારની ભક્તિ, બ્રહ્મનિરૂપણ, પિંડ અને બ્રહ્માંડ, સારાસાર વિચાર ઇત્યાદિ અનેક પ્રકારના **સમર્થ રામદાસ**ના ઉપદેશો ... ... ... ૨–૮

**ઉપદેશસારસંગ્રહ**–મહાત્મા તિરુવલ્લુવરના ઉપદેશો... ૧–૮

**સુબોધરત્નાકર**–ધર્મનીતિનાં પ્રેરક ૧૦૫ દૃષ્ટાંતો ... ૧–૮

**સ્વામી રામતીર્થના સદુપદેશો**–આત્મકૃપા, બ્રહ્મચર્ય, રાષ્ટ્રીય ધર્મ, આત્મસાક્ષાત્કારનો વિધિ, પ્રારબ્ધ નહિ પણ પુરુષાર્થ, યજ્ઞનું રહસ્ય, આનંદ, જીવતો કોણ છે? વગેરે બાબતો સમજાવતાં—

**વ્યાખ્યાનો ઇત્યાદિ**–( ગ્રંથ ૧ લા રૂપે ) ... ૨–૮

**સદુપદેશો**–( ગ્રંથ ૩ જા રૂપે ) ... ... ૨–૮

**સ્વામી વિવેકાનંદના ઉપદેશો**–ધર્મ એટલે શું ?
ભક્તિનું ખરું સ્વરૂપ, વેદાંતનું કાર્ય, ભરતખંડનું ભવિષ્ય, આપણું કર્તવ્ય, પુનર્જન્મ, ભક્તિયોગ, મૂર્તિપૂજા, પ્રભુપ્રેરિત વાતો, પત્રો ઇત્યાદિ

**સદુપદેશો**–( ભાગ ૪–૫ રૂપે ) આવૃત્તિ ૨ જી... ૨–૪

**ભક્તિયોગ**–આવૃત્તિ ૨ જી ( ભાગ ૮ મા રૂપે ) ૧–૮

**પાતંજલયોગ ને જ્ઞાનયોગ**–( ભાગ ૧૦–૧૧ રૂપે ) ૨–૦

**પાતંજલ યોગસૂત્ર**–ભગવાન પતંજલિનાં યોગસૂત્રો, અર્થ તથા સ્વામી વિવેકાનંદના વિવેચન સાથે ૧–૦

**જ્ઞાનયોગ**–આત્મા, વ્યાવહારિક વેદાંત, કલ્યાણનો પંથ, યાજ્ઞવલ્ક્ય અને મૈત્રેયી વગેરે ઉપર સ્વામી વિવેકાનંદે આપેલાં વ્યાખ્યાનો ... ... ૦–૧૨

**રાજયોગ**–(સ્વામી વિવેકાનંદકૃત) સાધન, પ્રાણ, પ્રાણનું આધ્યાત્મિક રૂપ, પ્રાણનો સંયમ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ ઇત્યાદિ ૦–૧૨

**આખ્યાનમાળા**–એ ગ્રંથમાં સ્વ૦ અનંતપ્રસાદકૃત ઋષિ–મુનિઓ તથા દેવ–દેવીઓનાં કુલ ૪૩ આખ્યાનોનો ઉત્તમ સંગ્રહ ... ... ... ... ૬–૦

**વૈદિક વિનય**–દરરોજના સ્વાધ્યાય માટે પસંદ કરી ચૂંટેલા ૩૬૦ વેદમંત્રો, ભાષાંતર તથા વિસ્તૃત સમજૂતી સાથે ૩–૧૨

## રામાયણો

**ગિરધરકૃત રામાયણ**–કવિ ગિરધરદાસકૃત રાગ-રાગણીમાં ૪–૮

**માનસ રામાયણ**–બે ભાગમાં, દોહા–ચોપાઈ હિંદી લિપિમાં અને અર્થ ગુજરાતીમાં ( ૩૦ ચિત્રો સાથે ) ૭–૦

**તુલસીકૃત રામાયણ**—બે ભાગમાં. દોહા–ચોપાઈ
ગુજરાતી લિપિમાં અર્થ સાથે ( ૩૬ ચિત્રો સાથે ) ૭–૮
„ „ –ભાગ ૨ જો–આવૃત્તિ ૭ મી ... ૬૪૦ ૩–૦

**વાલ્મીકિ રામાયણ**–( નવી આવૃત્તિ છપાય છે )
„ –ભાગ બીજો ( આવૃત્તિ ત્રીજી છૂટક મળશે ) ૩–૦

<u>ભગવદ્ ગીતાઓ—</u>

**શ્રીમદ્ ભગવદ્ગીતા**—પં. સાતવલેકરજીની પુરુષાર્થ-
બોધિની ટીકા સાથે : ત્રણ ગ્રંથોમાં ... ૧૧૦૦ ૧૧–૦

**શ્રીમદ્ ભગવદ્ ગીતા**—મોટા અક્ષરમાં સરળ અનુવાદ સાથે ૦–૧૨

**શ્રી જ્ઞાનસત્ર ગીતા**—મૂળ શ્લોકો, ગુજરાતી પદચ્છેદ
તથા શબ્દાર્થ સાથે ... ... ૧–૪

**શ્રી જ્ઞાનસત્ર ગીતા**–ગુજરાતીમાં શ્લોક, અન્વય.
પદચ્છેદ તથા તેના અર્થ સાથે ... ... ૧–૪

**શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ ગીતા**—ભગવાન જ્ઞાનેશ્વરે લખેલી
અનેક દાખલા–દૃષ્ટાંતથી ગીતા સમજાવતી 'ભાવાર્થ
દીપિકા'ની ટીકાના સરળ અર્થ સાથે ૪–૦

**શ્રીમદ્ ભગવદ્ ગીતા**—એક બાજુ શ્લોક ને બીજી
બાજુ ભાષાંતર, બોર્ડપટ્ટીનાં પૂઠાં ... ... ૦–૮

**શ્રીમદ્ ભગવદ્ ગીતા**—માત્ર ગુજરાતી ભાષાંતર
આવૃત્તિ ૨૦ મી, બોર્ડપટ્ટીનાં પૂઠાં ૦–૪

**मूळ–मूळ भगवद् गीता**–(માત્ર સંસ્કૃતમાં પાઠ
કરનારા માટે) પાન ૧૧ : મોટા અક્ષર ૦–૧૪
પાન ૨૦૮ : મધ્યમ અક્ષર ... ... ... ૦–૫

**અવધૂત ગીતા** મૂળ શ્લોકો તથા સરળ ભાષાંતર ... ૧–૦

## જીવનચરિત્રો

| | | |
|---|---|---|
| **ભક્તરાજ હનુમાન**–ટૂંકું જીવન ચરિત્ર ... | ૭૬ | ૦–૬ |
| **સાઈબાબા**–શિરડીના પ્રખ્યાત સંતનું ચરિત્ર... ... | | ૩–૦ |
| **સ્વામી સહજાનંદ**–ચરિત્ર ને ઉપદેશો ... ... | | ૧–૮ |
| **ચૈતન્ય મહાપ્રભુ**–ત્રણ ગ્રંથોમાં, વિસ્તૃત ચરિત્ર ... | | ૬–૮ |
| **જ્ઞાનેશ્વર મહારાજ ને મહાત્મા એકનાથ**–બે ચરિત્રો | | ૨–૮ |
| **રામકૃષ્ણ પરમહંસ**–પ્રેરણાદાયી અદ્દભુત ચરિત્ર ... | | ૨–૮ |
| **સ્વામી વિવેકાનંદ**–બાળપણથી સમાધિ પર્યંતના જીવનના બધા પ્રસંગો આલેખતું વિસ્તૃત ચરિત્ર | | ૩–૦ |
| **સ્વામી રામતીર્થ**–વિસ્તૃત ચરિત્ર, વેદાંતના થોડા ઉપયોગી ઉપદેશો સાથે | | ૩–૦ |
| **સંત તુકારામ**–મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર | | ૨–૮ |
| **સ્વામીશ્રી બ્રહ્માનંદજી ને શિવાનંદજી**નાં ચરિત્રો | | ૧–૬ |
| **શ્રી રામચંદ્ર દત્ત ને નાગ મહાશય**નાં ચરિત્રો | | ૧–૦ |
| **મહાત્મા સરયુદાસજી, ભૂધરભક્ત ને મહાત્મા જાનકીદાસજી**નાં ચરિત્રો | | ૦–૧૦ |
| **ભક્તચરિત્ર**–નાભાકૃત ભક્તમાળમાં નહિ આવેલાં મહાન ૨૯ ભક્તોનાં અદ્દભુત અને પ્રેરણાદાયી ચરિત્રો | | ૨–૮ |
| **આદર્શ ચરિત્રસંગ્રહ**–ભાગ ૨ જો–દેશ-પરદેશના મહાન પુરુષોના બોધક ૭૦ ટૂંકાં ચરિત્રો ... ... | | ૨–૮ |
| **ભારતના વીરપુરુષો**–મધ્યયુગમાં થઈ ગયેલા ઐતિહાસિક ૪૦ ભારતીય વીર પુરુષોનાં ચરિત્રો | | ૧–૪ |
| **મુસ્લિમ મહાત્માઓ**–૬૬ મુસ્લિમ સૂફી સંતોનાં ચરિત્ર–દરેક સંતના ઉપદેશ સાથે | | ૨–૪ |

**વીર દુર્ગાદાસ** અથવા **મારુ સરદારો**-મારવાડના રાજપૂત યુગના આ નરકેસરીનું વીરત્વભર્યું વૃત્તાંત ૧-૦

## સંતવાણી-ભજનો ઇત્યાદિ

**પરિચિત પદસંગ્રહ**-પસંદ કરી ચૂંટેલાં ૬૯૭ ભજનો ૧-૧૨

**ભજનસાગર**-જુદા જુદા ભક્તોનાં ૯૩૧ ઉત્તમ ભજનોનો સૌથી મોટો ને સસ્તો સંગ્રહ ... ... ૨-૮

**અખાની વાણી**-અઘરા શબ્દોના અર્થ સાથેની સુધારા-વધારા સાથેની ત્રીજી આવૃત્તિ ... ... ૩-૦

**तुकाम्हणे**-સંત તુકારામના અભંગોમાંથી ખાસ પસંદ કરેલા અભંગોનો સંગ્રહ (મરાઠીમાં) ... ૦-૫

**પ્રીતમદાસની વાણી**-ધોળ, છપ્પા, કક્કા, મહિના ઇત્યાદિનો સંગ્રહ ... ... ... ... ૨-૮

**દીવાને સાગર**-પ્રભુપ્રાપ્તિ અને જીવનસાફલ્યનો ઉલ્લાસ આપતી સ્વ૦ '**સાગર**'ની ગઝલોનો સંગ્રહ ૪-૮

**જીવન-પગલે**-( કાવ્યો )-જીવનપથ ઉજાળવાની પ્રેરણા આપતાં કાવ્ય ... ૦-૧૦

**મીરાં ને નરસિંહ**-સં૦ : ન્યાયમૂર્તિ **હરસિદ્ધભાઈ** દિવેટિયા : પસંદ કરેલાં ૧૯૩ ભજનો તથા પદો ૦-૧૨

## ખાસ સ્ત્રીઉપયોગી ગ્રંથો—

**શ્રી શારદામણિ દેવી**-ટૂંકું ચરિત્ર ... ... ૧૦૪ ૦-૮

**સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો**-સ્ત્રીઓની કેળવણી, લગ્ન, વારસાહક્ક, ગામડાંની સ્ત્રીઓનો પ્રશ્ન, કાર્યક્ષેત્ર, શારીરિક સંપત્તિ, ગૃહઉદ્યોગ... ... ... ... ૧-૮

**કલ્યાણમયી**–(આવૃત્તિ ૨ જી), વાર્તાના સ્વરૂપમાં, શ્રી-ઉત્કર્ષની ભાવનાને રજૂ કરતો ગ્રંથ ... ૧–૦

**ભારતની દેવીઓ**–ત્રણ ગ્રંથો : પ્રાચીન તથા અર્વાચીન ૫૨૮ સતીઓનાં ચરિત્રોનો સૌથી મોટો સંગ્રહ ૯–૦

**દયાળુ માતા અને સદ્દગુણી પુત્રી**–સ્ત્રીઉપયોગી ટૂંકી ચાર વાતો–બાલિકાઓ માટે ખાસ ઉપયોગી ૦–૮

**ટૂંકી વાતો–ગ્રંથ ૧ લો**–સામાજિક નિર્દોષ ૬૬ વાતો ૨–૮

,, – **૨ જો**–કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાતો ૨–૮

,, – **૫ મો**–સ્ત્રીપુરુષને ઉપયોગી ૫૬ વાતો ૨–૮

,, – **૬ ઠ્ઠો**–સર્વ માટે ઉપકારક ૮૬ વાતો ૨–૮

## બાળકો માટેનાં પુસ્તકો—

**બાલભારત**-(સચિત્ર)-સંક્ષિપ્ત 'મહાભારત' ... ... ૧–૮

**બિરબલ અને બીજા**–લે૦ જ્યોતીન્દ્ર દવે:: બાદશાહ અને બિરબલ તથા બીજી રમૂજી વાતોનો સંગ્રહ ૧–૮

**સદ્દગુણી બાળકો**–૬૯ ખરા બનાવોનો સંગ્રહ ... ૦–૮

**ભારતીય નીતિકથાઓ**–'મહાભારત'માંની ૫૨ વાતો ૦–૮

**સુબોધક નીતિકથા**–બાળોપયોગી ૧૫૨ બોધપ્રદ વાતો ૦–૮

**બાળકોની વાતો**–ભાગ ૧ લો : બોધપ્રદ ૨૧ વાતો ૦–૬

,, –ભાગ ૨ જો : બોધપ્રદ ૬૧ લેખોનો સંગ્રહ ૦–૮

## પ્રકીર્ણ સાહિત્ય—

**સુવર્ણયુગ**–શ્રી કનૈયાલાલ મુનશીના લેખોનો સંગ્રહ ૦–૮

**આત્મનિરીક્ષણ ને સંકલ્પ**–રમણલાલ વ૦ દેસાઈ:: વ્યક્તિગત અને સમાજની નિર્બળતા ઉપર ડોકિયું કરી સ્વસુધારણા માટે પ્રેરણા આપતું ઉત્તમ પુસ્તક ૧–૦

**ગુજરાતની ગઝલો**–( દી. બ. કૃષ્ણલાલ ઝવેરી સંપાદિત ) જુદી જુદી ૮૯ ઉત્તમ ગઝલોનો સંગ્રહ ૧–૦

**કચ્છની લોકવાર્તા**–ડુંગરશી ધરમશી સંપટ કચ્છદેશની રાજપૂત યુગની ઘટનાઓ આલેખતો ગ્રંથ ૨–૦

**સાહિત્યપ્રારંભિકા**–લે૦ હિંમતલાલ ગ૦ અંજારિયા :: ગુજરાતી સાહિત્યવિકાસનો ઇતિહાસ : વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી ... ... ૧–૦

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક ગ્રંથો—

**અંતરની વ્યથા**–લે૦ 'સોપાન' હૃદયના ઊંડાણમાંથી ભભૂકતી સાચી પાંચ જીવનકથાઓ ... ... ૧–૪

**સુબોધકથાસાગર**–બોધદાયક ૫૦૫ દૃષ્ટાંતોનો સંગ્રહ ૨–૦

**આગળ ધસો**–ચેતનાપ્રેરક મહાન ગ્રંથ (આવૃત્તિ ૩ જી) ૨–૮

**સુખી જીવનનાં સાધન**–વ્યાવહારિક સુખ મેળવી આનંદી જીવન ગાળવા ઉત્સાહ પ્રેરતું પુસ્તક ૧–૮

**આદર્શ દૃષ્ટાંતમાળા**–ભાગ ૧–૨ : મહાપુરુષોનાં ચરિત્રો પરથી બોધક ૮૧૯ દૃષ્ટાંતોનો સંગ્રહ ૪–૦

**કતલખાનું**–શ્રમજીવીઓનાં અનેકવિધ દુઃખોનો તાદૃશ્ય ચિતાર રજૂ કરતી નવલકથા (અપ્ટન સિંકલેરકૃત) ૩–૦

**શુભસંગ્રહ**–( ભાગ ૨ ને ૯ ) ૨ ગ્રંથોમાં : ઘરગથ્થુ દવાઓ તથા ઉપયોગી માહિતીના ૩૧૩ લેખોનો સંગ્રહ ૫–૦

**સુબોધપુષ્પવાટિકા**–મહાત્મા શેખ સાદીકૃત નીતિવિષયક, મધુર અને હૃદયગ્રાહી શૈલીમાં લખાયલું પુસ્તક : રાજાની તથા ત્યાગીની રહેણીકરણી, મૌનનો મહિમા, શિક્ષણનું ફળ ઇત્યાદિ અનેક ઉપદેશો ૦ ૫

## વૈદક તથા વિજ્ઞાનના ગ્રંથો—

**ખોરાકના ગુણદોષ**–આયુર્વેદની દૃષ્ટિએ–લેખક : ડૉ. રસિકલાલ જે. પરીખ : સુધારા–વધારા સાથેની નવી આવૃત્તિ ... ... ... ... ... ... ૦–૧૦

**ઔષધિ કલ્પલતા**–જડ અને હઠીલા રોગો ઉપર ૪૩ વનસ્પતિઓના સેવન વિષે સમજૂતી ... ... ૦–૧૨

**આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદ્યરાજ**—અનેક વનસ્પતિઓના ગુણ–દોષ તથા તેના ઉપયોગ, તેમ જ રોગો, તેનાં લક્ષણ ને કારણ તથા ઉપચારોનો મહાન ગ્રંથ ૬–૦

**આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન**–મ૦ ગાંધીજીકૃત: શરીરરચના, હવા, પાણી, ખોરાક, કસરત, કપડાં, પાણીના તથા માટીના ઉપચાર, અકસ્માત, ગર્ભવેળા સ્ત્રી–પુરુષનું કર્તવ્ય વગેરે ... ... ... ... ૦–૮

**વૈદક સંબંધી વિચારો**–બે ભાગમાં, આરોગ્ય અને વૈદકના ઉપયોગી ૨૯૧ લેખોનો સંગ્રહ ૩–૧૨

**આયુર્વેદ નિબંધમાળા**–ભાગ ૧ લો તથા ૨ જો : વૈદ્ય તિલકચંદ તારાચંદકૃત: આયુર્વેદ પ્રમાણે અનેક રોગ, તેનાં લક્ષણ, કારણ અને તેના સચોટ ઉપચારો બતાવતા બે ગ્રંથો ... ... ... ... ૪–૪

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે, પોસ્ટ બૉક્સ નં. ૫૦, **અમદાવાદ** અને
કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, **મુંબઈ–૨**

"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# આમ સાહિત્ય શ્રેણી

**ગીતાસંકલન**–સં૦ રમણ મહર્ષિ : ભગવદ્‌ગીતામાંના ૪૦ શ્લોકો મહાત્માજી અને મશરૂવાળા જેવા તત્ત્વચિંતકોએ લખેલા અનુવાદ સાથે ... ... ૦–૩

**જ્ઞાન અને કર્મ**–લેખક: સ્વામી અદ્વૈતાનંદ ... ... ૦–૩

**આર્ય, બુદ્ધ અને જૈન ધર્મના મૂળ સિદ્ધાંતોનો સમન્વય**–લે. : પં. બેચરદાસ દોશી ૦–૩

**સમ્રાટ શ્રેણિક અને દેવી નંદા**–જૈન સંસ્કૃતિની બે નાટિકાઓ ... ... ... ૦–૩

**શ્રી રામકૃષ્ણના ઉપદેશો**–ટૂંકા ને સચ્ચોટ ઉપદેશો ૦–૫

**ઉચ્ચ જીવન**–લેખક: ડૉ. હરિપ્રસાદ વ્ર૦ દેસાઈ ... ૦–૩

**મનને**–સંપાદક : હેમંતકુમાર નીલકંઠ ... ... ... ૦–૩

**ધ્યાન અને જ્ઞાન**–લેખક : સ્વામી માધવતીર્થ ... ૦–૩

**કણ્ઠાભરણમ્**–પ્રાર્થના–મંત્રો (અર્થ સાથે) ... ... ૦–૩

**જ્ઞાનનાં ઝરણાં**–૨ જી આવૃત્તિ: લે૦ સ્વામી માધવતીર્થ ૦–૩

**ઉત્તરગીતા**–અર્જુનને ઉત્તરાવસ્થામાં શ્રી કૃષ્ણે આપેલા તત્ત્વબોધનો સરળ અનુવાદ: મૂળ શ્લોક સાથે ... ૦–૬

**સતી સાવિત્રી**–બોધપ્રદ ટૂંકું ચરિત્ર ... ... ... ૦–૩

**ભગવાન બુદ્ધ**–(સચિત્ર)–લે૦ પુરાતન બુચ ... ... ૦–૩

**શ્રીમત્ શંકરાચાર્ય**–(સચિત્ર)–લે૦ પુરાતન બુચ ... ૦–૪

**સંત કબીર**–બોધદાયક ચરિત્ર: લે૦ પુરાતન બુચ ... ૦–૩

**શ્રી તૈલંગસ્વામી**, વિશુદ્ધાનંદ, પોહારીબાબા–આ ત્રણ મહાપુરુષોનાં ચરિત્રો ૦–૪

૧૮ પુસ્તકોની સાહસભરી નવી યોજના

# સર્વોપયોગી સાહિત્યશ્રેણી

- યોજનાનાં દરેક પુસ્તકની છૂટક કિંમત દસ **આના** રહેશે.
- આ શ્રેણીનાં અઢારે પુસ્તકો માટે અગાઉથી નાણાં મોકલી નામ નોંધાવનારને છૂટક મૂલ્યના કુલ થતા રૂ. ૧૧-૪ ને બદલે **માત્ર રૂ. ૧૦)માં** મળશે.
- ટપાલથી મગાવવા ઇચ્છનારે રૂ. ૧-૮ વધુ એટલે કુલ રૂ. ૧૧-૮ મોકલવા.

૧. **પ્રકાશનાં પગલાં :** (સચિત્ર) લેખક: કરસનદાસ માણેક
★ જગતના ભિન્ન ભિન્ન ધર્મોની પ્રેરક કથાઓ

૨. **રાખની ઢગલી :** (સચિત્ર) લેખક: 'સૌજન્ય'
★ વાર્તાના સ્વરૂપમાં સંસારની સળગતી સમસ્યાઓ

૩. **હાસ્યતરંગ :** (સચિત્ર) લેખક: જ્યોતીન્દ્ર હ૦ દવે
★ જીવનમાં દરરોજ દેખાતા પ્રસંગો ઉપરના કટાક્ષ-લેખો

૪. **જીવનની કલા :** લેખક : રવિશંકર મહેતા
★ જીવનની સફળતા માટેનું વ્યવહારુ માર્ગદર્શન

૫. **જગતમાં જાણવા જેવું :** (સચિત્ર) લેખક : છોટાલાલ માનસિંગ કામદાર ★ જગતની અદ્ભુતતા અને ઉપયોગિતાનો સરલ પરિચય

૬. **જીવનપરિવર્તન :** (સચિત્ર) લેખક : 'સોપાન'
★ એક જીવનપલટાની કરુણ-મંગલ સળંગ વાર્તા

૭. **ઇતિહાસને અજવાળે :** (સચિત્ર) લે૦: ઇંદ્ર વસાવડા
★ ઇતિહાસની પરાક્રમી વ્યક્તિઓની જીવનરેખા

૮. **ગૃહજીવનની કલા :** (સચિત્ર) લે૦ 'સમાજશાસ્ત્રી' :
★ ઘરમાં સુખ ને સંપથી કેમ રહી શકાય તેનાં સૂચનો

૯. ગામડું બોલે છે : (સચિત્ર) લે૦ : ચુનીલાલ મડિયા
★ હિંદના નમૂનારૂપ એક ગામડાનું સાચું જીવન
૧૦. ગૃહજીવનનાં દશ્યો : (સચિત્ર) લેખિકા : કુમુદ શેઠ
★ આપણાં ગૃહ–કુટુંબનાં સાચાં શબ્દચિત્રો
૧૧. મારો ભારત દેશ : (સચિત્ર) લે૦ : કાંતિલાલ પરીખ
★ ભારતવર્ષનાં સૌંદર્ય અને વૈવિધ્યનો પરિચય
૧૨. આરોગ્યસાધના : લે૦ : ડુંગરશી ધ૦ સંપટ
★ આરોગ્યના સંરક્ષણ અંગે માર્ગદર્શન
૧૩. ભગવાનનાં છોરુ : (સચિત્ર) લે૦ : પુરાતન બુચ
★ હરિજનોના જીવનપ્રસંગોનો હૂબહૂ ચિતાર

## હવે પછી નીચેનાં પાંચ પ્રસિદ્ધ થશે

બાકીનાં પાંચ પુસ્તકો તૈયાર થયે તેનાં નામ અને લેખક વિષે ચોક્કસ જાહેરાત કરવામાં આવશે. એ પુસ્તકોમાં નીચેના વિષયોનો સમાવેશ થશે.

૧૪. રવીન્દ્ર–જીવન :
★ કવિવર રવીન્દ્રનાથ ટાગોરના જીવનનો પરિચય
૧૫. ગુજરાતના સેવકો :
★ ગુજરાતના મૂક સેવકોનો જીવનપરિચય
૧૬. માતૃત્વ :
★ બાળઉછેરને લગતા પ્રશ્નો અને ઉત્તરો
૧૭. જાગ્રત નારી :
★ નારીજીવનને પ્રેરણા આપતા લેખો ને જીવનચરિત્રો
૧૮. સાહસ કથાઓ :
★ લોકકલ્યાણ અર્થે સાહસ કરનારા વીરોની કથાઓ

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય { અમદાવાદ ને મુંબઈ–૨



૧૮૭૪ / ૧૯૪૨

ઓગણીસમી સદીમાં મહાગુજરાતે મહર્ષિ દયાનંદ સરસ્વતી, મહાત્મા ગાંધીજી અને ભિક્ષુ અખંડાનંદ એમ ત્રણ મહાપુરુષો આપ્યા છે.

એ ત્રણે મહાપુરુષોએ જનતાના હિતનો મહાન સિદ્ધાંત વિચાર્યો, જાહેર કર્યો ને પોતાના જ જીવન દ્વારા અનેક મુશ્કેલીઓનો સામનો કરીને ક્રિયાના પ્રદેશમાં એ સિદ્ધાંતને સફળ કર્યો.

સંત અને કર્મયોગી એવા **ભિક્ષુ અખંડાનંદે** જનસેવાનો ઉત્તમ પ્રકાર દેખાડ્યો છે.

તેમણે અજ્ઞાનરૂપી અંધારાં દૂર કરવા માટે પુસ્તકો દ્વારા ઉત્તમ વાચનરૂપી રસાયન લાખો ગુજરાતીઓને પૂરું પાડ્યું છે.

તેમણે ઋષિ-મુનિઓની વાણી અને વિદ્વાન લેખકોના વિચારોનો પ્રચાર કરી જનતાને નવું જીવન આપ્યું છે. તેમણે સાહિત્યના મહાન ક્ષેત્રમાંથી ત્રણસો જેટલાં ઉત્તમ પુસ્તકો ચૂંટી સર્વ રીતે શુદ્ધ કરીને સરળ અને સહેલાઈથી વાંચી શકાય તે મોટા અક્ષરોમાં છપાવ્યાં અને તેની લાખો પ્રતો ગરીબ ગરીબ માણસને પોસાય એવી સસ્તી કિંમતે ગુજરાતના ઘેર ઘરમાં પહોંચાડી છે.

આ અગ્રગણ્ય સંતપુરુષે '*कथयन्तो मां नित्यम्*' એ ગીતાસૂત્ર પ્રમાણે, છેક છેવટની ઘડી સુધી ગુજરાતના જીવનમાં અનેક શુભ સંસ્કારો રેડ્યા છે.

તે એક કાર્ય તેમની પાછળ ચાલુ રહે તેવી વ્યવસ્થા પણ તેમણે કરી છે.

જ્ઞાનનું દાન એ સૌથી ઊંચું દાન છે; અને એ પ્રદેશમાં પહેલી પંક્તિએ બેસનાર દાતા **ભિક્ષુ અખંડાનંદનું** સ્થાન ગુજરાતના ગૌરવમાં-હિંદના રાષ્ટ્રજીવનમાં અપ્રતિમ રહેશે.

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે, અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨